वेदोऽखिलो धर्ममूलम् । वेदो नित्यमधीयताम् । वेदाः वयं वः शरणं प्रपन्नाः । वेदो ये नः परं धनम् ।



# અદ્વૈત વિદ્યાચાર્ય મહારાજા સાહેબ શ્રી ગોવિંદ દીક્ષિત પુણ્યસ્મૃતિ સ્મરણ સમિતિ (રજિ.)

## *"Sri Govinda Deekshita Ghatika Sthanam"*

29-30, East Iyen Street (Entrance at Yagasalai St.), KUMBAKONAM.
Tamil Nadu - 612 001. India
Tel. No. Off : (0435) 2401789, 2425948 Patasala : 2401788, 2422866

E-mail : rajavedapatasala@dataone.in
Website : www.rajavedapatasala.org

## વેદો અને શાસ્ત્રોના, પ્રાચીન ગુરુકુળ પદ્ધતિ દ્વારા, રક્ષણાર્થે જાહેર નિવેદન

શ્રી રાજા વેદ કાવ્ય પાઠશાળા, કુંભાકોણમની સ્થાપના ૧૫૪૨માં સુવિખ્યાત વહીવટકર્તા-સંચાલક સંત અદ્વૈત વિદ્યાચાર્ય મહારાજા સાહેબ ભગવાન શ્રી ગોવિંદ દીક્ષિદર દ્વારા પવિત્ર નદી કાવેરીના તટે વેદ અને શાસ્ત્રોના પ્રસાર માટે કરવામાં આવી છે. તેઓએ તંજાવુરના નાયક રાજાઓનું સતત ત્રણ પેઢી સુધી પ્રધાનપદ શોભાવ્યું છે. તામિલનાડુમાં જ આ એકમાત્ર પાઠશાળા છે જે પાછલાં ૪૭૧ વર્ષથી અવિતરપણે કાર્ય કરી રહી છે. જ્યાં ઋગ્વેદ, કૃષ્ણ અને શુકલ યજુર્વેદ અને સામવેદ પ્રાચીન પરંપરાનુસાર અભ્યાસક્રમ શીખવાય છે. વિદ્યાર્થીઓને ૮થી ૧૨ વર્ષની વયથી શીખવાય છે ૬થી ૧૦ વર્ષ પર્યંતના આ અભ્યાસકાળમાં વિદ્યાર્થીના આવાસ, ભોજન તેમ જ વસ્ત્રાદિ તેમ જ યાત્રાભાડુંની વ્યવસ્થા કરવામાં આવે છે. હાલમાં અહીં ૧૫૫ વિદ્યાર્થીઆને ૧૪ અધ્યાપકો કેળવણી શિક્ષા આપે છે.

વૈદિક અભ્યાસ બાદ તેઓને શાસ્ત્રો અને વેદોના ઉચ્ચ અભ્યાસ માટે પાઠશાળાના વિદ્વાન અધ્યાપકો દ્વારા પ્રોત્સાહન અપાય છે.

તા. ૨૧-૬-૨૦૦૪ના રોજ નવી પાઠશાળા શ્રી ગોવિંદ દીક્ષિદર ઘટિકા સ્થાનમ્ (૧૩,૫૦૦ ચો. ફૂટ)ના મકાનનું અર્પણ કાંચી કામકોટી મઠના શંકરાચાર્ય પ.પૂ. શ્રી જયેન્દ્ર સરસ્વતીના શુભહસ્તે થયું.

પાઠશાળાના વધતા જતા ખર્ચને પહોંચી વળવા નીચે પ્રમાણેનાં દાન સ્વીકારાય છે. તમારા પત્ર/ઈમેલમાં સરનામા સાથે ફોન નંબર, STD કોડ અને મોબાઈલ નંબર લખવા વિનંતી. દાનની રકમ આવકવેરાની ૮૦-G કલમાનુસાર કરમુક્ત છે.

| યોજના | દાનની રકમ | સ્થાયી થાપણ (જમા રકમ) |
|---|---|---|
| વિદ્યાર્થી ભોજન. સાદું (સમારાધન) | રૂ ૭૦૦/- | રૂ. ૯,૦૦૦/- |
| વિશિષ્ટ ભોજન | રૂ. ૨,૫૦૦/- | રૂ. ૩૦,૦૦૦/- |
| દાળ-ભાત : (૭૫ કિલો) | રૂ. ૧,૬૦૦/- | રૂ. ૨૦,૦૦૦/- |
| વેદ અને શાસ્ત્રના અભ્યાસ શિક્ષણ/રક્ષણાર્થે (વિદ્યાર્થી દીઠ) | રૂ. ૧૨,૦૦૦/- પ્રતિ વર્ષ | ૧,૫૦,૦૦૦/- |

ક્રોસ ચેક, ડિમાંડ-ડ્રાફ્ટ, A.V.M.S.G.D.P.S. Samithi કુંભાકોણમ્ ખાતે કરી મોકલવા વિનંતી. (પત્રવ્યવહાર ઉપરના સરનામે પ્રમુખ કે ખજાનચી પ્રતિ કરવો.)

# અનહદ બાની



□ સુભાષ ભટ્ટ

વરસો પૂર્વે ચીનમાં એક ખાનાબદોશ સ્વભાવનો ઝેન સાધુ હતો. યાત્રા કરે અને અનુભવો કે ડહાપણનો થેલો ભર્યા કરે. રખડપટ્ટી જ તેનાં સ્વાધ્યાય અને તપ હતાં. એક વખત તે સાધ્વીઓના મઠ પાસેથી પસાર થતો હતો. તેને થયું ચાલો સૌને મળતો જાઉં. તે મઠમાં પ્રવેશતાં જ વૃદ્ધ શિગુને મળે છે.

ચીની ભાષામાં શિગુ એટલે અપરિણીત સંઘ સંચાલિકા જેણે સંસાર ત્યાગ્યો નથી અને સ્વીકાર્યો પણ નથી તેવી સ્ત્રી. તે બંને વચ્ચેના જ્યોર્તિમય સંવાદના સાક્ષી બનીએ.

સાધુ : અહીં તમારી સિવાયનું કોઈ પરિવારવાળું વસે છે?

શિગુ : હા, વસે છે ને.

સાધુ : મને તો કોઈ દેખાતું નથી.

શિગુ : અરે, આ બધાને તો મળો. આ આકાશ અને ભૂમિ, આ પર્વતો અને નદીઓ, આ વૃક્ષો અને પંખીઓ, આ પ્રાણી અને પતંગિયાં, આ કેડીઓ અને ખીણો... આ બધો પરિવાર તો છે.

સાધુ : આ અચેતનને ચેતન કેમ ગણાય? આ બધાંને શિગુના વાઘા થોડા પહેરાવાશે? ધર્મનો આવો ભ્રમ ઊભો ન કરો.

શિગુ : આ સમગ્ર એક મન - એક દેહ - એક બુદ્ધ - એક બોધિ - એક જીવન - એક ધર્મ તો છે, આમાં ભ્રમ ક્યાં છે?

વિકલ્પો તો છે સાંસારિકતા. પરમ તો પરિઘ વિનાનું કેન્દ્ર છે. આ મંદિર અને પેલી બજાર એમ નથી. જો એમ લાગે કે પરમ અહીં નથી અને ત્યાં છે તો સમજવું કે પરમ સમજાયું નથી અને તો પછી ક્યાંય નથી. શિકી લખે છે :

The thunderstorm goes by:
On one tree evening sunlight -
A cicada cry.

અસ્તિત્વ અખંડ છે.

□□□



आ नो भद्राः क्रतवो यन्तु विश्वतः।

દરેક દિશાએથી અમને શુભ અને સુંદર વિચારો પ્રાપ્ત થાઓ - ઋગ્વેદ ૧-૮૯-૧

# નવનીત સમર્પણ

જીવન, સાહિત્ય અને સંસ્કારનું માસિક


વર્ષ : ૪૩ અંક : ૩, જુલાઈ ૨૦૨૨

સંસ્થાપકો :
કનૈયાલાલ મુનશી
શ્રીગોપાલ નેવટિયા
સમર્પણ : સ્થા. ૧૯૫૯
નવનીત : સ્થા. ૧૯૬૨

સંપાદક:
દીપક દોશી

સહાયક સંપાદક:
અવની સોલંકી

પૃષ્ઠસજ્જા : યોગેશ પટેલ

પ્રકાશક :
પી. વી. શંકરનકુટ્ટી

**કાર્યાલય** : ભારતીય વિદ્યા ભવન,
કુલપતિ મુનશી માર્ગ, મુંબઈ-૪૦૦ ૦૦૭.
E-mail : deepsamarpan@yahoo.com
website : www.navneetsamarpan.com

રવાનગી વિભાગ :
૨૩૫૩૦૯૧૬, ૨૩૫૧૪૪૬૬

**આવરણ :**
જયેશ જોશી, 'શ્રદ્ધા'

લવાજમના દરો : એક વર્ષ : રૂ. ૩૦૦, બે વર્ષ : રૂ. ૫૮૦, ત્રણ વર્ષ : રૂ. ૮૫૦, પાંચ વર્ષ : રૂ. ૧,૪૦૦, દસ વર્ષ : રૂ. ૨,૮૦૦ ❑ વિદેશમાં એક વર્ષના : દરિયાઈ માર્ગ : રૂ. ૧,૫૦૦ હવાઈ માર્ગે : દરેક દેશમાં : રૂ. ૨,૬૦૦ ❑ ચેક/ડ્રાફ્ટ 'ભારતીય વિદ્યા ભવન'ના નામે મોકલવો.
❑ ઓનલાઈન લવાજમ માટે www.navneetsamarpan.com



# મુનશીવાણી

## જુલાઈ ૧, ૧૯૬૩ હિન્દુ ધર્મને થયેલા પડકારો, નવો પડકાર

**મારા નવયુવાન મિત્ર,**

હિંદુ ધર્મને પ્રાણવાન બનાવવાની પ્રવૃત્તિઓ આપણાં પ્રાચીન મંદિરો અને સાંસ્કૃતિક સંસ્થાઓમાં કેન્દ્રિત થવી જોઈએ. આ ધ્યેયને વરેલા લોકોએ પોતાના અંતરમાં ઊંડા ઊતરી આત્મસંશોધન કરવું જોઈશે. નવી ક્ષિતિજ માપવી જોઈશે અને આધ્યાત્મિક મૂલ્યોની દૃષ્ટિએ માનવીના ભાવિની સમસ્યાનો સામનો કરવો પડશે. ભૂતકાળમાં જે દ્વારા સંત બની શકાતું હતું એવી આ દુનિયા પરત્વેની અનાસક્તિ અને પરલોક માટેની આસક્તિને છોડવાં પડશે. અર્જુનની માફક આપણાં તમામ કર્મો પરમાત્માને સોંપીને જીવનનાં વિવિધ કુરુક્ષેત્રોમાં આપણે સંગ્રામ ખેલવાનો રહેશે.

પ્રત્યેક ભારતવાસીએ રાષ્ટ્રીય એકતા વધે એવા અને સંકુચિત સ્થાનિકતા અને પ્રદેશવાદ ઓસરે એવા પ્રયત્નો કરવા જોઈએ અને અખિલ ભારતીય દૃષ્ટિબિંદુ વિકસાવવું જોઈએ.

આ વિશાળ આધ્યાત્મિક દૃષ્ટિબિંદુ વિકસાવવામાં હિંદુ પોતાના પવિત્ર ધર્મગ્રંથોમાંથી પ્રેરણા મેળવી શકે એમ છે. આ ગ્રંથોમાંથી એ ભારતમાતાની ભાવનાને સાકાર કરી શકે એમ છે અને નીચેના શુદ્ધિમંત્રમાં વ્યક્ત કરાયેલ ભવ્યતા અને ગૌરવ સાથે ભારતમાતાના વિરાટ દેહનું ધ્યાન ધરી શકશે.

**गंगे च यमुने चैव**
**गोदावरी सरस्वती।**
**नर्मदे सिंधु कावेरी**
**जलेऽस्मिन् सन्निधिं कुरु।।**

ભારતમાતાની પૂજા એ હિંદુ ધર્મનો જ એક ભાગ છે અને એની પ્રાર્થનાઓ અને એના મંત્રો રાજકારણથી પર છે.

**[ક્રમશઃ]**

# ઈશ્વરને પ્રેમ કરવા વિશે

**☐ સંપાદન: લિયો ટોલ્સટોય** **☐ ભાવાનુવાદ: સંજીવ શાહ**

ઈશ્વરને પ્રેમ કરવાનો અર્થ એ છે કે દરેક વસ્તુમાં જે સર્વોચ્ચ સંભવિત સારાઈની આપણે કલ્પના કરી શકીએ છીએ, તેને પ્રેમ કરવો.

* * *

લોકો ઘણી વાર કહેતા હોય છે, "ઈશ્વર માટેનો પ્રેમ હું સમજી શકતો નથી; ઈશ્વર માટેનો પ્રેમ શું છે?" ખરેખર આમ કહેવું વધારે ચોક્કસ રહેશે, "ઈશ્વરના પ્રેમ સિવાય આ વિશ્વમાં હું પ્રેમને સમજી શકતો નથી."

* * *

ઈશ્વર માટેનો સાચો પ્રેમ એ તેમની ઊંચી, ચઢિયાતી અવસ્થાની સ્પષ્ટ સમજણમાંથી ઉદ્ભવતી નૈતિક ભાવના છે; ઈશ્વર માટેનો પ્રેમ એ સદાચાર, સત્ય અને ભલાઈ માટેના પ્રેમ સાથે સુસંગત છે. **- વિલિયમ એલી ચેનિંગ**

* * *

કોઈ વ્યક્તિ કાયદાને જાણે છે પણ ઈશ્વર માટેના પ્રેમથી ખૂબ દૂર છે, તો તે એવા બેંક-અધિકારીની માફક છે, જેની પાસે મકાનની અંદરના કમરાઓ માટે ચાવીઓ છે, પરંતુ મુખ્ય દરવાજાની જ ચાવી નથી. **- તાલમુદ**

* * *

ઈશ્વરના આદેશોને ઈશ્વર પ્રત્યેના પ્રેમથી અનુસરવા જોઈએ, ઈશ્વર માટેના ડરથી નહીં. **- તાલમુદ**

* * *

જેઓ એમ કહે છે કે ઈશ્વરને પ્રેમ કરો પણ પાડોશીઓ તરફ ઘૃણા દાખવો, તો તેઓ લોકોને જુઠ્ઠું કહી રહ્યા છે: જેઓ તેમના પાડોશીઓને પ્રેમ કરે છે પણ ઈશ્વરને પ્રેમ નથી કરતા તેઓ ખુદને જુઠ્ઠું કહી રહ્યા છે.

* * *

કેવળ પરિપૂર્ણતા જ સંપૂર્ણ પ્રેમને લાયક છે. સંપૂર્ણ પ્રેમનો અનુભવ કરવા માટે આપણે કાં તો આપણા પ્રેમના વિષય સમી કોઈ અપૂર્ણ વસ્તુને 'સંપૂર્ણ' ગણાવી ખુદને ભ્રમણામાં નાંખી શકીએ, અથવા પરિપૂર્ણતાને પ્રેમ કરીએ જે ઈશ્વર છે.

*'સદીઓનું શાણપણ'માંથી સાભાર, પૃ. 400, કિં. રૂ. 600, પ્રાપ્તિસ્થાન: ઓએસિસ, મૈત્રીઘર, 201, શાલીન ઍપાર્ટમેન્ટ, 52, હરિભક્તિ કૉલોની, રેસકોર્સ, વડોદરા-399007, ટેલિફોન: +91-265-2321728, e-mail: publications@oasismovement.in*



સંત જ્ઞાનેશ્વર

# અવકાશનો થાંભલો

☐ દુર્ગા ભાગવત ☐ અનુવાદ : અરુણા જાડેજા

**ગો**દાવરી અને પ્રવરા નદીના કાંઠાનું આધ્યાત્મિક જીવન સાવ કંઈ નિરાળું જ; ખંતીલું, જીવરું અને શાંત, અતિશાંત એવું. યુગાનુયુગો વાટ જોવાની સહનશક્તિ, આરતભર્યો નિશ્ચય આ અધ્યાત્મમાં જોવા મળે છે. ગોદાવરી સૌમ્ય નદી, પ્રવરા તો બહુ જ નાની અને શાંત. આ બન્ને નદીઓમાંના એક નાનકડા ભાગમાં આવેલા એક સીધાસાદા ગામ (નેવાસા, જિ.-અહમદનગર)માં એક અદ્‌ભુત પ્રતીક છે. થાંભલાનું. આ થાંભલાએ એક દંતકથાને સત્યકથાનું પરિણામ પ્રાપ્ત કરાવ્યું છે. થાંભલો, એય ખરબચડો અને નાનકડો. કોઈ પણ માણસની મુંડી એનાથી ઊંચે જ આવે એવો ઠીંગણો. આકારેય સાવ સુકલકડો. પણ એ થાંભલા પરનો અદશ્ય ભાગ એક સમાધિસ્થ જીવને એના જીવતેજીવ જ ભાસમાન થયો. એ ભાગ - ચારેય ક્ષિતિજોની સોંસરો આરપાર નીકળી જનારો, આકાશનેય ઊંચે તાણીને એની ઉપર, ઠેઠ ચૈતન્યની ડૂંટી લગી પહોંચનારો ભાગ – પેલી બંને આંખોએ અક્ષરશઃ જોયો. એને એ સાક્ષાત્કારી યુવકે નામ આપ્યું અવકાશ (પોલાણ, મરાઠી - पैस). આજેય 'જ્ઞાનેશ્વરી' ગ્રંથ વાંચો તો આ થાંભલા પર અવકાશનો પારદર્શી ફેલાવો ઊભો કરાયેલો તમને દેખાશે. તેથી જ આ થાંભલાનું નામ 'અવકાશનો થાંભલો' કે 'જ્ઞાનોબાનો થાંભલો' પણ કહે છે, તો કો'ક 'જ્ઞાનેશ્વર' જ કહે છે. ઈસુના પ્રતીક ક્રૉસ (વધસ્તંભ)ની જેમ જ્ઞાનેશ્વરનું પ્રતીક આ થાંભલો. એને અઢેલીને જ જ્ઞાનેશ્વરે અવકાશની મર્યાદા જોઈ, કાળ અને અવકાશની સીમારેખા

જોખીપારખી અને માનવની અંતઃસ્થ ગહનતાની અમર્યાદિતતાનો અનુભવ કર્યો. ઊંડાઈ અને ઊંચાઈ. રહસ્ય અને બુદ્ધિગમ્ય, ગૂઢ અને સરળ, દુઃખ અને સુખ, મૃત્યુ અને જીવન, ભોળપણ અને જ્ઞાન – આ બધામાં રહેલું એકત્વ તેમણે નોંધ્યું. નિર્દ્વન્દ્વની નિશાની તેમણે પારખી. જે જ્ઞાનેશ્વરીની લીટીએ લીટીમાં સમાઈ. એ 'જ્ઞાનેશ્વરી' આજે આટલી સદીઓથી મરાઠીઓનાં ઘરે-ઘરે ફરે છે, ભજનકીર્તન અને શોભાયાત્રામાં ગાજે છે. પણ તેના જન્મની એક જ નિશાની આ મૂંગો, પથ્થરિયો થાંભલો. એને અઢેલેલી પીઠ, 'જ્ઞાનેશ્વરી' અને 'અમૃતાનુભવ' રચનારું એ મન હવે કોણ જાણે ક્યારેય આ માનવસૃષ્ટિમાં પ્રત્યક્ષ જોવા મળશે! પણ એક વાત આપણે જાણીએ છીએ કે સમાધિમાંયે ભોંયને ન અડનારા જ્ઞાનેશ્વરની પીઠે આ થાંભલાનો ટેકો લીધો હતો, જેના પર એનું અસ્તિત્વ કેટલાક દિવસો માટે અઢેલાયું હતું. વારકરી પંથ (યાત્રાની નિયમિત ફેરી ભરનારા) આખાય જગતમાં ફેલાયો હોત તો ઈસુના ક્રૉસની જેમ આ થાંભલો પણ કો'ક જુદા જ સ્વરૂપે દમામભેર બધે ફર્યો હોત, પણ એવું ન થયું. એ સારું જ થયું. ફેરી ભરનારા તે યાત્રાળુઓ (વારકરીઓ) ને એ થાંભલાનાં દર્શન કરવા આજેય આવવું તો પડે છે, અહીં જ. કહે છે, આ એ થાંભલાનાં દર્શન કર્યા સિવાય 'જ્ઞાનેશ્વરી'ની ચાવી હાથમાં આવતી જ નથી.

જ્ઞાનેશ્વરનું આ મંદિર એકદમ સાદું (कापर्दिकेश्वर, કરવીરેશ્વર). નથી કોઈ કોતરણી, ન કોઈ સજાવટ. થાંભલોય પથ્થરનો જ. આ કાંઈ નકશીદાર કોતરેલો કલાસ્તંભ નથી. નર્યો એક ટેકો, પણ એ ટેકાની ટેક હજી ટકી રહી છે; કલાકારીગરીથી એ ચૂંથાઈ નથી. હવે જે આધુનિક ઇમારત નજીકમાં ઊભી થઈ છે એ આ થાંભલા સાથે જરાયે મેળ ખાતી નથી, સાવ વરવી. એમ થાય કે આ થાંભલો એનાથી અતડો રહે છે. એ તો પહેલાંની એ ભલીભોળી ભીંત સાથે એની ગોઠડી થઈ ન હોત એ ગોઠડીમાંથી 'જ્ઞાનેશ્વરી'ના સાદ-પડઘા ઊઠ્યા ન હોત અને તો જ્ઞાનેશ્વરના ભાવ-નાદનું વિશ્વ કોઈને ક્યારેય પ્રતીત થયું હોત કે નહીં એ તો રામ જાણે. પંઢરપુરના વિઠોબા (વિઠ્ઠલ)ની પ્રતિમા એ મૂળભૂત વણસજી, પથરાળી હોવાથી જ ભાવવાહી થઈ છે એવો જ આ થાંભલો. એટલે સાચે જ, જ્ઞાનેશ્વરે કહ્યું છે એમ ઓઠિંગણ કહો કે ઓળંબો કહો. એના પરે તેમણે પીઠ અઢેલેલી. સામાન્ય લોકો તો એના આધારે જ પોતાની ડગમગતી શ્રદ્ધાને ફરી ઊભી કરી જોતા હોય છે. ઈસુનો વધસ્તંભ બલિદાનનું પ્રતીક છે. સ્થિરતાસમો (સ્થાણુતુલ્ય) આ થાંભલો જીવનના અમર અસ્તિત્વનું પ્રતીક છે. આપણા

તત્ત્વજ્ઞાનમાં મૃત્યુનું સ્થાન ક્ષણજીવી છે, જીવન અખંડ છે, મૃત્યુ નવનવીન અસ્તિત્વો ઊભાં કરીને જીવનના ચિરંજીવપણાને મુક્ત રાખે છે. ખ્રિસ્તી ધર્મમાં મૃત્યુ તેમ જ મરણોત્તર જીવનનું ઘણું મહત્ત્વ છે. એ જ મહત્ત્વ આપણે ત્યાં મૃત્યુની માળા પહેરીને સુશોભિત થયેલા, સોળે કળાએ ખીલેલા જીવનનું છે. પૂર્ણ જીવનનું પ્રતીક કમળ. વિશ્વનું પ્રતીક કમળ. સ્થિતિનું પ્રતીક કમળ. કોઈ પણ સ્થાણુરૂપ ઊભો આકાર દંડાકાર છે; અસ્તિત્વ, સામર્થ્ય અને સર્જનશક્તિથી ભરેલો. ભારતનો કોઈ પણ સ્તંભ આ વિશ્વકમળની સમર્થતાને ધારણ કરનારા દંડનું જ એક રૂપ છે. એવો જ કમળનાં બધાં રૂપોને પોતાનામાં સાકારનારા જ્ઞાનેશ્વરનો આ થાંભલો છે. જ્ઞાનેશ્વરે તો આ જગતને જ ખીલવ્યું; એથી તેનો આ સ્થાણુ, આ થાંભલો પણ નરમ થયો. ટેકણલાકડી બન્યો. આ થાંભલો જોયા પછી ‘આળંદી’ ગામમાંની જ્ઞાનેશ્વરની સમાધિવાળી ભોંયતળિયાવાળી જગ્યા પણ ભુલાઈ જાય. કહે છે કે જ્ઞાનેશ્વરના દંડ (હાથ) ને ડાળો ફૂટી અને તે અજાનવૃક્ષ થયા. એ વૃક્ષ હજીયે આળંદી ગામમાં જોવા મળે છે. આશાભર્યાની ઇચ્છા પૂરી કરે છે એવું પણ કહેવાય છે, પણ ક્યારેય પલ્લવિત ન થનારો આ ઊભો પથ્થર એનાથીયે વધુ કોમળ અને ભરોસાપાત્ર છે. અહીં આવ્યા પછી આપણે આપણી આશાનિરાશા બધું અહીં, નેવાસા ગામમાં ભૂલી જઈએ છીએ. મનમાં ઊભો રહે છે થાંભલાને અઢેલીને, શાંત સ્વરે જ્ઞાનેશ્વરી વદનારો નવયુવાન યોગી. તેની પ્રતિમા આવી જ રીતે પારખીને, એને કલ્પનાશીલ કે ભાવિક-મનને બતાવવી એ જ તો છે આ થાંભલાનું કાર્ય. અહીં કૃતાર્થતા દૃષ્ટિગોચર થતી નથી, થાય છે તો તે કર્મશીલતા. કશુક કરવું, જીવ રેડીને; અહીં આવ્યા પછી એવું થયા વગર રહેતું નથી.

અહીં જ મારા મનમાં આવીને ઊભો રહી ગયો, ‘જ્ઞાનેશ્વરી’માં વર્ણવાયેલો ‘મહાશૂન્ય’ના અવકાશનો ફેલાવો, પણ એ એટલું પર્યાપ્ત નથી. હકીકતે તો થયું એવું કે મહાશૂન્યના પ્રસાર અને આકાશમાંની અવકાશની પ્રતિમા આપમેળે જ ઝળહળી ઊઠી (મહાશૂન્ય – गुणत्रयांते नुरउन। तें शून्य तें महाशून्य। श्रुतिवचनसंमत।। ગુણત્રયનું નામોનિશાન ન રહેતાં જે શૂન્ય બાકી રહે છે એ જ મહાશૂન્ય, એટલે જ શ્રુતિએ સંમત કરેલું બ્રહ્મ. જ્ઞા-૧૩-૧૬-૯૨૬). મહાશૂન્ય, પ્રસાર, આકાશ અને અવકાશમાં રહેલા વણઉકેલાતા તાણાવાણાને મારું બુદ્ધિનિષ્ઠ મન ઐતિહાસિક દૃષ્ટિએ આઘાપાછા કરવા લાગ્યું. અમથા, શોખમાં ને શોખમાં કરેલાં ચાળાચસકાં. બે ઘડી ગમ્મત, પણ મને એમાંથી ભારતીય તત્ત્વવેત્તાઓના આંતરિક નાતામાંની એક નાજુક ગૂંચ

પ્રકાશતી દેખાઈ.

જ્ઞાનદેવના આ મહાશૂન્ય સાથે મને મહાયાન (બૌદ્ધ સંપ્રદાય) બૌદ્ધમતનું એક શૂન્ય તદાકાર થયેલું જોવા મળ્યું. મહાશૂન્ય એટલે જ બૃહદ-બ્રહ્મ ઉર્ફે પુરુષ કે જ્ઞાનેશ્વરે કહેલો પ્રજ્ઞાકાંત. મહાશૂન્યની સ્ત્રીપ્રજ્ઞા, જે મહાયાનમાં પણ છે જ. નાથપંથે જ જ્ઞાનેશ્વરને પ્રેરણા આપી. ખુદ નાથપંથમાં જ બૌદ્ધમતનો એક તાણો ગૂંથાયેલો છે જ. અહીં જ 'જ્ઞાનેશ્વરી'માં આવતું બૌદ્ધ ધર્મનું એક ભાષ્ય (બૌદ્ધ-શૂન્યવાદ) પણ સાંભરી આવ્યું. વારકરી સંપ્રદાયમાં વિઠ્ઠલને બુદ્ધનો અવતાર શાને કહેવામાં આવે છે એના ઉપર પણ એકદમ પ્રકાશ પડ્યો. મારું અત્યાર સુધીનું સાંપ્રદાયિક તત્ત્વપ્રણાલીનું અધ્યયન હવે એક જુદા કે નિર્જીવ ટુકડા તરીકે રહ્યું નહીં; પ્રતીતિનું સાદું પણ સળંગ ચીર પોતાને મળ્યું છે, એવું મને થવા લાગ્યું. પછી આ વિશ્વાસની પ્રતીતિ બમણી થવા માટે 'જ્ઞાનેશ્વરી'માંના ચાર શબ્દો કારણભૂત થયા. બુદ્ધજીવન અને બૌદ્ધદર્શનની પશ્ચાદ્ભૂમિકામાંથી હું એ શબ્દો વાંચી શકું છું, ચકાસી શકું છું. અહીં ખાસ તો મારું બૌદ્ધસાહિત્યનું વાંચન અને મનન પ્રેરક થઈ રહ્યું, એટલું તો ચોક્કસ. પણ આ ચાર શબ્દોને લીધે વારકરી સંપ્રદાયનું માળખું વધુ ઊંડું અને વ્યાપક દેખાવા લાગ્યું. બૌદ્ધ ધર્મનો સમગ્ર વૈશ્વિક ભાવ આ નાનકડા સંપ્રદાયમાં પોતાનું સ્થાન મેળવીને બેઠો છે, જે આ સંપ્રદાયની મહત્તા જ છે, એવોય એક વિચાર ઝબકી ગયો. સ્થાનિકતા સંકડાશનું મૂળ ગણાય છે, પણ સ્થાનિકતાને લીધે સંપ્રદાયમાંથી મૂળગત વિશુદ્ધતા અબાધિત રહે છે એનાથી સારું બીજું કયું ઉદાહરણ હોઈ શકે?

'જ્ઞાનેશ્વરી'માંના એ ચાર ખાસ શબ્દો જ્ઞાનેશ્વરના જ છે. એ શબ્દોમાંથી ઊભી થયેલી પ્રતિમા પણ તેમની જ છે. પુરાતન બૌદ્ધ, નાથ અને વૈષ્ણવ વિચારધારાની પશ્ચાદ્ભૂમિમાંથી જોતાં બૌદ્ધદર્શનમાંનો શાંત અને બીજા બે દર્શનમાંનો શાંતાદ્ભુત રસ લઈને જ્ઞાનેશ્વરે આ ચાર પ્રતિમા ઘડી છે અને સાંપ્રદાયિક ચોકઠામાં બેસાડી દીધી છે.

સૌથી પહેલા મને જાણે ખેંચી લીધી એ 'સહનસિદ્ધિ' શબ્દે. આ શબ્દને



મૂર્ત શાંભળો

પ્રાચીન સાહિત્યમાં તિતિક્ષા કહીએ એ જ છે. 'જ્ઞાનેશ્વરી'માં આ તિતિક્ષા શબ્દ કેટલીયે વાર પારંપારિક રીતે આવ્યો પણ છે, પણ 'સહનસિદ્ધિ' શબ્દમાં રહેલાં ગહનતા અને સામર્થ્ય અતકર્ય છે. હજી સુધી મેં આ શબ્દ સંસ્કૃત, મરાઠી કે પ્રાકૃતમાં કે બીજે પણ ક્યાંયે વાંચ્યો નથી. એ તો જ્ઞાનેશ્વરના વ્યક્તિત્વનો અપૂર્વ ઠેકો છે. સામાન્ય રીતે આપણે સહનશક્તિ શબ્દ વાપરીએ છીએ. એકનાથે તો આ શબ્દ ઉપરાછાપરી વાપર્યો છે. જ્ઞાનેશ્વર પછી અમૃતતુલ્ય ઓવી (સાડાત્રણ ચરણવાળું પદ) ઘણાએ લખી, પણ આ શબ્દ તો ફક્ત તેમને એકલાને જ સ્ફુર્યો અને ત્યાં જ સતત પ્રકાશતો રહ્યો.

બીજો શબ્દ છે 'દુઃખકાલિન્દી'. યમુનાની મૂળ કથા દુઃખભરી છે. કૃષ્ણ આવ્યા અને યમુનાના તીર સાચે જ યુવક-યુવતીનું પ્રમદવન થઈ રહ્યું, ત્યાં ભમરાનું ગુંજન થયું, ત્યાં વાંસળીનો નિનાદ થયો, તુલસી ત્યાં કાયમ ખીલી, વનમાળા વૈભવ પામી. ગૌ ને ગોપગોપી ભૂ-વૈંકુઠમાં વિહાર કરવા લાગ્યાં અને યમુના પ્રેમનદી તરીકે ભારતમાં જાણીતી થઈ, પણ મૂળ યમુના તો નિષ્ફળ પ્રેમથી દુઃખી થયેલી છે. જ્ઞાનેશ્વરે એ નદીમાંથી કાળાશ અને દુઃખભાવ જાણ્યાં. 'દુઃખ એ ઝમે છે, વહે છે અને ઊભરાઈ જનારું હોય છે' એ અનુભવ તેમણે આ પ્રતિમામાં સાકાર કર્યો છે. દુઃખતરંગિણી કહ્યું હોત તો ચાલત, પણ જ્ઞાનેશ્વરનું કવિમન અતિશય ભાવસમર્થ અને શબ્દસિદ્ધિમાં અપાર કુશળ હતું. તેમણે યમુના શબ્દ ન વાપરતાં અહીં કાલિન્દી શબ્દ પ્રયોજીને દુઃખની કલ્પનામાં રહેલી કાળાશ પણ જેટલી મૂર્ત તેટલી જ કંપિત રાખી. જ્ઞાનેશ્વરને સતત કાલિન્દીની દીનતા દેખાતી હતી. એ તેમને ચૂકતે કરવી હતી. કાલિન્દી એટલે જ સંસૃતિ (સંસાર), કાલનદી.

બુદ્ધે તો ચોખ્ખું કહ્યું છે કે આ જગત દુઃખમય છે. એથી પછી કેટલાક ભારતીય તત્ત્વજ્ઞાન-અભ્યાસીઓએ કહ્યું કે તેમનાં તત્ત્વજ્ઞાનમાં રોદણાં છે, પણ તેમનો સંદેશ 'દુઃખમાંથી સુખ તરફ' એ જો અ-બૌદ્ધ સાહિત્યમાં ક્યાંયે સાચા અર્થમાં પ્રતીત થયો હોય તો એ 'જ્ઞાનેશ્વરી'માં જ. દુઃખકાલિન્દીમાં શું નથી. દુઃખકાલિન્દીમાંના એ કોમળ અને કરુણભાવ, પેલી ઘેરી નીલિમા જ્ઞાનેશ્વરે ઓર વધાર્યાં છે. કાલિન્દી ફક્ત સ્રોતરૂપી, પણ સ્રોતને તો મર્યાદા હોય. નદીને તીર હોય. બંધન હોય. વહેતા પારંપારિક અને વૈયક્તિક દુઃખની પ્રતીતિ જ્યાં સુધી પોતાનાં જ સુખદુઃખમાં ડૂબેલો હોય ત્યાં સુધી જ થાય છે, પણ એ જ્યારે પોતાનાથી અળગો થાય છે ત્યારે દુઃખનો અણગમો ન થતાં ત્યાં પ્રાણીમાત્રની નિયતિ માટે કરુણા જન્મે છે.

જ્ઞાનેશ્વરે કરુણાની પ્રતિમા પણ આમ

આગવી જ ઘડી છે. 'કારુણ્યબિંબ' આકાશમાં, જળમાં, મનમાં આ બિંબ છે જ. આખુંયે આકાશ કારુણ્યના બિંબનો આવિષ્કાર ખુલ્લો કરવા માટે જ છે. આ આવિષ્કારમાં કાળનું ભાન અને એની ધાકની પ્રતીતિ પણ નષ્ટ થવા જાય છે. રહી જાય છે તે ફક્ત ક્ષણ અને તેય પ્રાપ્ત-ક્ષણ. કારુણ્યબિંબની આ દીપ્તિને લીધે આ ક્ષણ જ અનંતમાં જમા થાય છે. વેદાંતમાંનો બિંબપ્રતિબિંબવાદ પણ 'કારુણ્યબિંબ'માં સુંદર રીતે તરી રહે છે.

જ્ઞાનેશ્વરનો ચોથો શબ્દ છે 'જ્ઞાનમિત્ર' જેમાંની પ્રતિમા 'મિત્ર' શબ્દના સંસ્કૃત અને મરાઠી એવા બેવડા અર્થની છટાથી મંતરાયેલી છે. મિત્ર એટલે સૂર્ય. મિત્ર એટલે સખા. જ્ઞાન સૂર્યની જેમ જ પ્રખર અને તેજસ્વી છે, સૃષ્ટિ માટે આધારભૂત છે, ઉપાસ્ય છે, ધ્યેયસ્વરૂપ છે; આટલા અર્થો આ એક છટામાં આવી જાય છે. મિત્ર એટલે સૌમ્યસ્વરૂપી સહચર. અહીં શીતળતા આવે છે. આધાર આવે છે. નિકટતા આવે છે. સૂર્યચંદ્રની એકસાથે ગૂંથાયેલી પ્રતિમા જ અહીં આ એક જ શબ્દમાં દૃષ્ટિગોચર થાય છે. વિશ્વના બધા સાહિત્યમાં સૂર્ય અતિથિ હોય છે. પ્રતાપી હોય છે. દૂરનો હોય છે. ભારતીયોને રોજ ઊગતો-આથમતો સૂર્ય ઘરનો જ લાગે. પૂર્વજ લાગે. પિતા લાગે.


દુર્ગાબાઈનો વિઠોબા – એક કાલ્પનિક થાંભલો

હજી તેમણે એક શબ્દ ઓર પ્રયોજ્યો જ છે. આ ચાર શબ્દોની જેમ જ્ઞાનેશ્વરે એને ઘડ્યો નથી, પણ તેમણે જે રીતે એને પ્રયોજ્યો છે એના લીધે 'જ્ઞાનેશ્વરી'ને એક જુદો જ આકાર અને બોધ પ્રાપ્ત થયો છે. એ શબ્દ એટલે 'પૈસ.' 'પૈસ' એટલે અવકાશ.

દુઃખકાલિન્દીમાં કાળની કલ્પના સમાઈ છે. 'પૈસ' અવકાશ માટેની તેમ જ પર્યાયે આકાશ માટેની સઘળી કલ્પનાઓ લઈને આવે છે. એમ તો આ શબ્દ એકનાથ-રામદાસે વાપર્યો જ છે પણ 'જ્ઞાનેશ્વરી'માં એ જ રીતે કોળી ઊઠ્યો છે એવો બીજે કોળતો નથી, એટલું તો સાચું.

જ્ઞાનેશ્વરને ભાગે નાનપણમાં જ બધાં દુઃખો ભોગવવાનાં આવ્યાં. ત્યજાયેલા અને હડધૂત થયેલા જીવનના કડવા અનુભવો લીધા. પણ ભાઈ નિવૃત્તિનાથને લીધે આ દુઃખોનું પરમોદાત્ત સુખની પ્રતીતિમાં રૂપાંતર થયું. સમાજે સ્થાન ન કરી આપ્યું, પણ કુટુંબમાંનું તેમનું સ્થાન ગગડ્યું નહીં અને એથી જ 'हे विश्वचि माझें घर' ('આ

વિશ્વ જ મારું ઘર') એવું તે વદી શક્યા. નાનપણમાં જ દુઃખો પચાવી લેવાથી યુવાનીની શરૂઆતમાં જ દુર્દમ્ય આશાવાદી વૃત્તિમાં તેમણે કરુણાને સ્થાન આપ્યું. આનંદને સહજવૃત્તિ માની. વૈરાગ્યને વસંત કહીને લક્ષ્મી માની. વૈરાગ્યને આટલું ભાવાત્મક સ્વરૂપ આપવું એ તો દુઃખનું સુખમાં રૂપાંતર કરવાની કળા જેને હસ્તગત છે તેને જ તે હસ્તગત થતું હોય છે. બુદ્ધે શાંત રસમાં કરુણાની પૂર્તિ કરી, પણ જ્ઞાનેશ્વરે અદ્ભુતને શાંતમાં ઉમેરીને કારુણ્યને ચિરસૌંદર્યનો અલંકાર પહેરાવ્યો. પાર્થિવને જ અદ્ભુત દ્વારા દૈવી આવિષ્કાર કરાવ્યો અને સમગ્ર વિશ્વનું સંતુલન સાધીને એનું સર્જન-સામર્થ્ય જાળવી રાખીને જીવનને મૃત્યુ કરતાં મુઠ્ઠી ઊંચેરું લઈ જવામાં તેમણે યશ મેળવ્યો. એ યશ ખરો, પણ સમાધિ લઈને બુદ્ધિથી વર્તીને તેમણે પોતાનો શારીરિક આવિષ્કાર ટૂંકો કર્યો. બુદ્ધના દીર્ઘાયુષ્ય અને કુદરતી મૃત્યુના તેમ જ જ્ઞાનેશ્વરના અલ્પાયુષ્ય અને સમાધિસ્થ મરણના દૃશ્ય-આવિષ્કાર વિરોધી ભાસે તોયે તેમની સમાપ્તિ તો એક જ નિર્વાણ કે મહાશૂન્યતામાં થાય છે.

બુદ્ધ અને જ્ઞાનેશ્વરના શાંતરસના એ ઊભરા જોઈએ તો કરુણાની એ વિશ્વવિશાળ પ્રતીતિ જોઈએ તો એ બન્નેના જીવનમાં રહેલા સામ્યવિરોધ અને પદ્ધતિમાંનું મિલનબિંદુ પણ ધ્યાનમાં આવવા લાગે છે. ગૌતમ બુદ્ધને વૈરાગ્ય ઊપજ્યું એ સુખના અમર્યાદ સેવનના અનુભવમાંથી. જરા, વ્યાધિ અને મૃત્યુ એમાં જ માણસનાં બધાં દુઃખો ભરેલાં છે, એ જોઈને તેઓ વૈરાગી થાય. કરુણાનું તત્ત્વ કસોટીએ ચઢાવીને તેમણે દુઃખનું વિદારક ચિત્ર દોર્યું અને શ્રાંત માનવજાતના નિર્વાણના અર્થાત્ મહાસુખના પથ પર લઈ જવામાં પોતાની જિંદગી ખર્ચી કાઢી. લાંબી જિંદગી ખર્ચી કાઢી.

❑❑❑

## ચાર ગઝલ

☐ સુધીર પટેલ

### ક્યારેક હું, ક્યારેક તું!

કપરા સમયની ધારમાં, ક્યારેક હું, ક્યારેક તું;
જીવન તણા પડકારમાં, ક્યારેક હું, ક્યારેક તું!

ખર્ચાઈને ખૂટ્યાં, કદી તૂટ્યાં તણાઈને અહીં;
લાંબા-ટૂંકા વ્યવહારમાં, ક્યારેક હું, ક્યારેક તું!

જનમોજનમ ઊભા છીએ ઊભયને જો સત્કારવા,
ઊંબર અને આ દ્વારમાં, ક્યારેક હું, ક્યારેક તું!

છાતી ચીરીને કોણ કહેશે એને ત્યાં જોયાનું સત?
આલા-લીલા અણસારમાં, ક્યારેક હું, ક્યારેક તું!

સામાન્ય રીતે અંત જેનો હોય છે દુઃખદ 'સુધીર',
નાટકના એ કિરદારમાં, ક્યારેક હું, ક્યારેક તું!

### ગયા છે!

સફરમાં અટકતાં અટકતાં ગયાં છે,
વરસ સૌ ગબડતાં ગબડતાં ગયાં છે!

જુઓ છો તમે જેને પહોંચેલ મંજિલ,
પૂછો તો ભટકતાં ભટકતાં ગયા છે!

મળ્યા તો કહી વાત એવી રસીલી,
પરત પણ ચગળતાં ચગળતાં ગયા છે!

હજુ કાનમાં એ જ પડઘાય છે રવ,
ગયા તો ઝણકતાં ઝણકતાં ગયા છે!

મને બીક છે ના જલાવે જગતને,
ભીતરથી સળગતાં સળગતાં ગયા છે!

ડરીને સભામાં રહ્યા મૌન જેઓ,
પછીથી બબડતાં બબડતાં ગયા છે!

છિપાવી તરસ જિંદગીભરની 'સુધીર',
ઘટા થૈ વરસતાં વરસતાં ગયા છે!

## દ્વારકા લાગે!

નહીં માનો, ખરી હો વાત, તો પણ વાયકા લાગે;
ભલે હો સાવ અંગત, પણ પૂછો તો પારકા લાગે!

ભલે એકાદ પણ, જો સાચવ્યું હો પ્રેમનું પીંછું;
જગત આખું પછી સોને મઢેલી દ્વારકા લાગે!

ડરીને ખોઈ દેશો જો ભરોસો પણ સ્વયં પરનો,
મુસીબત નાની અમથીયે પછી તો તાડકા લાગે!

સમજદારી કદી નિર્ભર નથી હોતી ઉંમર ઉપર,
ઘણુંયે શીખવે આ બાળકો, છો નાનકાં લાગે!

બીજાની દૃષ્ટિથી એને ચકાસી લ્યો ફરી 'સુધીર',
વિચારો પોતપોતાના બધાને લાડકા લાગે!

## સ્થાન અમને!

મળ્યું એની સભામાં સ્થાન અમને,
ગઝલની થૈ ખરી પહેચાન અમને!

ભલે આપે નહીં એ ધ્યાન અમને,
રહે એનું ભીતર સંધાન અમને!

ભલે પામ્યા નથી ઉડાન એની,
મગર આપ્યું ગઝલનું ગાન અમને!

ખરો એને થયો છે મુજ પરિચય,
ઉપરછલ્લાં કહે નાદાન અમને!

ન રોકાઈ પડીએ બહુ વધારે,
ગણે છે એટલે મહેમાન અમને!

તજી છે જ્યારથી આસનની ફિકર,
થયું છે જીવવું આસાન અમને!

ગઝલ અમ પર રહે બસ રાજી 'સુધીર',
મળ્યું છે માનશું વરદાન અમને!

## એવો વરસાદ છે

☐ દિલીપ જોશી

કડડડભૂસ થયું ચશ્માં પર આખું નગર અહીં એવો વરસાદ છે!
વમળાતા એક એક ચ્હેરાઓ રસ્તા 'ને ઘર અહીં એવો વરસાદ છે!

ખેંચાતું લોહી તાણ તાણ એવાં પગલાં 'ને છત્રી 'ને ઘટનાઓ ઘટતી કંઈ,
અડધી ડેલીએ ક્યાંક નીતરતી નટખટ નજર અહીં એવો વરસાદ છે!

પરસેવે રેલાતી ભૂખ ઠરીઠામ થવા છતના ઓઢણિયાને તાકે તડાકતી,
પગમાં વીંટાઈ વળે ખાંસતી ખડૂસતી ડગર અહીં એવો વરસાદ છે!

પલકારે પલકારે જન્મોના પિંડ જુઓ જળના ઝિલણિયામાં ગારદ બધું,
તારક છે, મારક છે સઘળું યે નભ તરબતર અહીં એવો વરસાદ છે!

ભીનાં થવાનો વાંક એટલો કે કાયામાં ભડભડતી આગ રૂંવે રૂંવે ઊઠી,
લળી લળી આંખ બધા ફેંકે છે મારી ઉપર અહીં એવો વરસાદ છે!

પહાડો ને ઝરણાંની કલકલ ધરીને એણે મોસમને ન્યાલ કરી દીધી,
દિશા દિશાએ લીંપી ઉન્મત છે એની અસર અહીં એવો વરસાદ છે!

## આષાઢી પત્ર...

આજ વરસે નગર, ઘર ને ઝાડી!
પત્ર આવ્યો છે એવો અષાડી!

આંખ મીંચું કે રસ્તા મળે છે,
દૂર ઝાલર જ્યાં એણે વગાડી!

મેળ બેઠો છે રેખે - રેખાનો,
શુક્ર - મંગળથી છે લીલી - વાડી!

ધીમે ધીમે વતન આવે પાસે,
ગીત ગુંજી રહ્યું છે પહાડી!

ધૂપ - દીવાના આછા ઉજાસે,
કૈંક અંદરથી આરત જગાડી!

જેમ સ્પર્શું તને હું સહજ થઈ,
એમ બ્રહ્માંડની ઝાલું નાડી!

## "એક ટુકડો સમય"

☐ રાધિકા પટેલ

સાવ ઝીણા આંકથી ચાળ્યો
સમયને,
ત્યારે માંડ મળ્યો
એકાદ ટુકડો -
તારી મારી વચ્ચેનો.
*
રજોટામાં પડેલા
સમયના એક ટુકડાને મેં
સાફ કરી તડકે મૂક્યો;
ત્યાં જ એક પક્ષી
એને ચાંચમાં ભરાવી
ઊડી ગયું!
*
ખૂબ ઊંચે ને ઊંચે ઉડાડ્યો.
આકાશમાં.
છેવટે વછૂટી ગયો હાથમાંથી -
સમયનો
એક સોનેરી ટુકડો.
*
ક્યારેક લાંબો... ક્યારેક ટૂંકો.
કદી આગળ તો કદી પાછળ.
પડછાયાની જેમ,
મને વળગી પડેલો -
સમયનો એક ટુકડો.
અને હવે, આ અંધકાર...!!
*
બીન બજાવી નજીક બોલાવે...
અડકવા જાઉં તો ડંખ મારે;
ના વાપરી શકું,
ના તને પાછો આપી શકું.
મેં જ ચોરી લીધેલો- એક ટુકડો :
તારી મારી વચ્ચેના
સમયમાંથી.
*
તારી મારી વચ્ચેના
સમયનો એક ટુકડો
ચાવી ગયો છે -
એના પછીનો બધો જ સમય.
*

## એક ક્ષણ (સાત મણકા)

હું
ક્ષણની છતરી ખોલું
અને વરસી પડે
ધોધમાર!
*
હું ભરાઈ બેઠી છું
ક્ષણમાંથી બનાવેલા ઘરમાં;
તું દરવાજો વાખી દે -
બહારથી.
*
એક ક્ષણને ઝીણી-ઝીણી કાંતીને
મેં માળો બનાવ્યો છે :
હવે, એમાં ભરવું છે -
આખું'ય આભ...!
*
એક ક્ષણને
ખેંચી-ખેંચીને બનાવેલા તારમાંથી
સાંભળ્યા કરું છું -
મધુર સંગીત...!
*

હવે,
આ આંખો બની ગઈ છે - પ્રિઝમ.
સાંભળી શકું છું ચાંદ-તારાની ગુસપુસ.
જીભ ઉપર દરિયો મૂકી,
નાક પર લટકાવી શકું છું - બગીચો.
ચામડી બની ગઈ છે નદીનો રસ્તો...!
હૃદયસ્થ થયેલી એક ક્ષણ થકી થયા કરે છે -
ઇન્દ્રિયોનું શુદ્ધીકરણ!
*
તું ઊભો રહેજે સામે છેડે;
હું આ ક્ષણની દોરી પકડી-પકડીને
ચાલ્યા કરીશ -
અંતિમ ક્ષણ સુધી...!
*
મારે આપવું છે અમરફળ -
એક ક્ષણને;
મારી ચેતના પર લગાવી દે - તાળું...
હે ઈશ...!

## ખખડ્યા કરે સમય

**☐ યોસેફ મેકવાન**

અંધાર અડે ને અડે, અજવાસ રે...
શ્વાસ લઉં ને મૂકું ઉચ્છ્વાસ રે...!
એક પકડું છું ત્યાં એક છૂટે રે...
પરપોટા સરખું આ શું ફૂટે રે...!
નજર સામે નગર એવું દીસે રે
ખખડ્યા કરે સમય ખાલી ખીસે રે...!

એક ફૂલ મહેકે ને એક તો ખાલી રે...
પાંદડીઓ શું રહે ભીતરે કોણ હાલી રે...!
આંખે ભાળું પણ અંદર તો તાળું રે...
મળવા ઝંખે કોઈ ને ઝૂરે અજવાળું રે...!

નજર સામે નગર એવું દીસે રે...
ખખડ્યા કરે સમય ખાલી ખીસે રે...!



## ગાંડીનું ગીત

☐ પારુલ ખખ્ખર

હીરલી ગાંડીને ફૂટી કૂંપળ અને પંડ્ય થયું રૂમઝૂમતી ડાળી...
મૂઈ... આફૂડી થઈ ગઈ રૂપાળી.

ગામના મોભીએ દાંડી પિટાવી ને રાવણું બોલાવ્યું પાદરે
કાળા કામાનો એ કરનારો ગોતવા ઝીણેરી પડપૂછ આદરે
કેટલાય મુછાળા ચહેરામાં હીરલીએ જાણીતી રેખાઓ ભાળી...
મૂઈ... આફૂડી થઈ ગઈ રૂપાળી.

શંકાની સોય સૌ એકમેક તાકે ને પોતાને હાંસિયામાં રાખે
એકી અવાજે સૌ ભૂંડી આ ઘટનાને ભીની જ સંકેલી નાખે
ખિખિયાટા કરતી, નાકલીંટ લૂછતી હીરલી પાડે છે તાળી...
મૂઈ... આફૂડી થઈ ગઈ રૂપાળી.

મુછાળા મનમાં સમરે મા'દેવને હીરલીની વંશવેલ રે'જો
નમણી પાતળિયું વિનવે રાંદલને હીરલીને બેટી નવ દેજો
કાળી અમાસ અને ઊજળી પૂનમને હીરલીએ જાતમાં ઓગાળી...
મૂઈ... આફૂડી થઈ ગઈ રૂપાળી.

અંધારાં અજવાળાં ભેગાં થઈ સાગમટે અવતર્યાં હીરલીની કોખે
કોણ એના માનમાં થાળી વગાડે ને કોણ એને હોંશેથી પોંખે
માડી બહુચર તને ઝાઝી ખમ્મા રે તે હીરલીની કોખને ઉજાળી...
મૂઈ... આફૂડી થઈ ગઈ રૂપાળી.

## ચાર ગઝલ

### ☐ અશરફ ડબાવાલા

આભ ને ઉડાન પણ તારી જ લીલા છે બધી,
પક્ષી ને વિમાન પણ તારી જ લીલા છે બધી.

એ ખરું કે મારા પર છે માન કૈંક ઝાઝું મને,
પણ સકટ ને શ્વાન પણ તારી જ લીલા છે બધી.

આ સમાધિની ક્ષણો, તારાથી તન્મયતા અને,
તોર ને તોફાન પણ તારી જ લીલા છે બધી.

ધૂમ્રસેરે પણ સુવાસિત રૂહ થઈ ગઈ એટલે,
ધૂપ ને લોબાન પણ તારી જ લીલા છે બધી.

હું નમું છું એને તું સજદો કહે કે ગણ નમન,
ૐ ને ઈમાન પણ તારી જ લીલા છે બધી.



પ્રથમ સૌ છે જુદાં એવી સમજનો રાફડો ફાટ્યો,
પછી વર્ગો અને વર્ગીકરણનો રાફડો ફાટ્યો.

સમયનું નામ ન્હોતું પણ ભરી તેં રેત શીશીમાં,
અને બસ જોતજોતામાં સમયનો રાફડો ફાટ્યો.

વિખુટો થઈ ગયો ને ઊમટી છે યાદો સોનેરી,
ભલે ફૂંકાયું દેવાળું, નગદનો રાફડો ફાટ્યો.

ત્વચા, મન, હોઠ ને વાણી અવાચક થઈ ગયાં'તાં પણ;
હૃદય પર હાથ મૂક્યો ને હરખનો રાફડો ફાટ્યો.

મેં જ્યારે ખાતરી, શંકા, અનુમાનો ત્યજી દીધાં,
હતો જે લાપતા, એના સગડનો રાફડો ફાટ્યો.



ગેબના અણસારની હડફેટમાં આવી ગયા,
ગેબીના ઇંતબારની હડફેટમાં આવી ગયા.

મારા પ્રસ્તાવો ઘણીયે 'ના'થી શીખ્યા'તા ઘણું,
તોય એક સ્વીકારની હડફેટમાં આવી ગયા.

તારીખિયાં સાથે ના ફાવ્યું'તું અમને તે છતાં,
વાર ને તહેવારની હડફેટમાં આવી ગયા.

ઉડ્ડયનની ટોચ લગ લગભગ અમે પ્હોંચ્યા હતા,
ત્યાં જ એક આધારની હડફેટમાં આવી ગયા.

ગાઢ સંબંધોથી અશરફ માંડ છૂટ્યા'તા અને,
વાટકી વહેવારની હડફેટમાં આવી ગયા.



વીરતા ને યુદ્ધરૂપે ત્રાસ તું દેખાડ મા;
વાતમાં ને વાતમાં ઇતિહાસ તું દેખાડ મા.

રામ નહિ તો રામ જેવો છું, મધુને પૂછ તું;
આ જનમમાં પણ ફરી વનવાસ તું દેખાડ મા.

ફૂલ વિશે જેટલું બોલી શકે એ બોલજે,
ચીતરીને એ પછી વિન્યાસ તું દેખાડ મા.

પ્યાસ વસ્તુ શું છે એની માંડીને તું વાત કર,
આંગળી ચીંધીને મારા શ્વાસ તું દેખાડ મા.

પૂર છો એ પૂરતું છે ભીંજવી દેવા મને,
કોઈ પણ હેતુથી ઉપરવાસ તું દેખાડ મા.

## એક કાવ્ય

### ☐ ઉદયન ઠક્કર

એક બાજુ
માથામોઢ ઓઢીને ઇયળ પોઢણ કરે છે,
પીઠે ઢાલ લઈને ગોકળગાય રણે ચડે છે,
જાંબુડીના પોલાણમાં પોઢેલી પદમણીને ફળ ધરે છે કંસારો,
મત્સ્યની ફૂંકથી ઊઘડે છે સમુદ્રનાં તળ,
કાચબો કાચબીને ઢીંક મારે છે,
પરવાળાના મહેલમાં હણહણે છે જળઘોડા,
વ્હેલ ગીતો ગાય છે,
સાગરની પાંખડીઓ ખીલે ને વિલાય છે,
પર્વત કાઢે છે ધૂમ્રગોટ, ખોંખારીને,
ધૂમકેતુ પુષ્પવૃષ્ટિ કરે છે,
ઓતરાદા આકાશમાંથી અજવાસની કૂંડીઓ રેલાતાં ધરતી ધારણ કરે છે દંતકથાનો ગર્ભ...

અને બીજી બાજુ
પેલી છોકરી ક્યારની
ગાલ પરના ખીલની ફિકર કરે છે.



# ૐ નમો ભગવતે રામકૃષ્ણાય - ૯

☐ કૂપમંડૂક

**ઠા**કુરની એક કથા છે. એક ઉદારદિલ શેઠ હતા. એક દિવસ એમનો પ્રિય વફાદાર નોકર એમની પાસે આવી હાથ જોડીને ઊભો રહ્યો. ‘‘કશુંક કામ છે, ભાઈ?’’ શેઠે પૂછ્યું. પેલો કહે કે શેઠ, મારી દીકરીનાં આવતે મહિને લગ્ન નિર્ધાર્યાં છે. શેઠે પ્રેમથી પૂછ્યું, ‘‘પૈસા જોઈએ છે?’’ નોકર કહે, ‘‘ના સાહેબ, તમે સહકુટુંબ પધારી મારી દીકરીને આશીર્વાદ આપો. બસ, એટલી જ આજીજી છે.’’ શેઠ બોલ્યા, ‘‘તારી દીકરી એટલે મારી દીકરી. અમે બધાં અવશ્ય આવીશું.’’

નોકર ખુશ થઈ ગયો, પણ શેઠે જોયું કે બીજી જ ક્ષણે એના ચહેરા પરથી ચિંતાની એક લહેર પસાર થઈ

ગઈ. શેઠ સમજી ગયા. કહે, ''ભાઈ, તું જરાયે ચિંતા કરીશ નહીં, અમારા રહેવા-ખાવાની વ્યવસ્થા હું કરી લઈશ.'' લગ્નના દસ દિવસ અગાઉ શેઠના મુનીમજી રસાલા સાથે ગામ પહોંચી ગયા. એક બંધ ઘર ભાડે લીધું ને એમાં સંપૂર્ણ વ્યવસ્થા કરી દીધી. લગ્નના આગલે દિવસે શેઠ સહકુટુંબ ગામમાં પધાર્યા.

ઠાકુર કહેતા કે દેવીમાની ઇચ્છાથી દેવીમાનું કાર્ય આપણે કરવાની શરૂઆત કરીએ કે મા અગાઉથી બધી વ્યવસ્થા કરી દે. આ એમણે કોઈ બીજા પ્રસંગને અનુસરીને કહ્યું હતું, પણ આ એમને પોતાને પણ બરોબર લાગુ પડે છે.

ઈશ્વર ખુદ મનુષ્ય-અવતાર ધારણ કરી દુનિયામાં પધારવાના હોય ત્યારે એ માટે પહેલેથી માહોલ બને અને મા બધી વ્યવસ્થા કરી દે. એમાં શી નવાઈ! ભગવાન રામકૃષ્ણના જીવનમાં પણ આવું જ બનેલું!

દક્ષિણેશ્વરનું સંકુલ એ પવિત્ર ભૂમિ ઉપર મા કાલી, રાધા-કૃષ્ણ અને શિવજીનાં દસ મંદિર, બગીચાઓ, રહેવાનાં મકાનો, નોબતખાનું, રસોઈઘર પાસેથી વહેતી ગંગા નદીને કિનારે પંચવટીની વિશાળ જગ્યા વગેરે વગેરે અસ્તિત્વમાં આવી ગયાં અને પછી ઠાકુરનું આગમન થયું. દક્ષિણેશ્વર વગરના ઠાકુરની અને ઠાકુર વગરના દક્ષિણેશ્વરની કલ્પના જ ન કરી શકાય. ભગવાનની લીલા સોળે કલાએ ખીલી ઊઠે એ માટે દેવીમાએ ખુદ આ વ્યવસ્થા કરી દીધી, રાણી રસમણિની મારફતે.

રાણી પછાત જાતિમાં જન્મેલી. ભારે તેજસ્વી. એનાં લગ્ન એક ખૂબ જ ધનવાન યુવાન સાથે થયાં. બંગાળમાં એના જેવી દાનવીર સ્ત્રી પેદા નથી થઈ, પરંતુ પોતાની જીવનશૈલી સાદી અને સહજ. ખૂબ જ નમ્ર, પરંતુ એટલી જ નીડર. સૌથી વધુ તો એ ખૂબ જ ધાર્મિક અને આધ્યાત્મિકતાના માર્ગ ઉપર એકદમ આગળ નીકળી ચૂકેલી મહિલા.

કાશી જઈને શ્રીવિશ્વેશ્વર અને અન્નપૂર્ણામાનાં દર્શન કરવાની રાણીની તીવ્ર ઇચ્છા હતી, પરંતુ પતિ ૧૮૪૮માં અચાનક ઈશ્વરને પ્યારા બની ગયા એટલે જંગી માલમિલકતનો કારોબાર સંભાળવાની જવાબદારી રાણીને શિરે આવી પડી, જે એમણે બખૂબી નિભાવી. પતિ ૪૯ વર્ષે ગુજરી ગયા ત્યારે રાણીની ઉંમર ૪૦ વર્ષ. બે વર્ષ પછી કાશીની જાત્રાએ જવાની તૈયારી કરવા માંડી. એ સમયે કલકત્તા અને કાશી વચ્ચે રેલવેલાઇન ન હતી એટલે વહાણોમાં જવાનું નક્કી કરાયું. ૨૫ વહાણોનો કાફલો તૈયાર થયો. છ મહિના ચાલે એટલાં રાચરચીલા માટે સાત હોડીઓ જુદી રખાઈ. ત્રણ વહાણો, ત્રણ દીકરીઓ ને એમનાં કુટુંબીજનો માટે, એક પોતાને માટે, બે સશસ્ત્ર

રખેવાળો માટે, બે નોકરો માટે, ચાર અન્ય સગાંઓ-મિત્રો માટે, બે એમનો કારોબાર ચલાવતા અધિકારીઓ માટે, એક ડૉક્ટર માટે, એક ધોબી માટે, એક ચાર ગાયો માટે અને એક ગાયોના ઘાસચારા માટે.

પરંતુ ઈશ્વરેચ્છા જુદી હતી. પ્રસ્થાનના દિવસની આગલી રાત્રે રાણીને સ્વપ્નામાં દેવીમાએ દર્શન આપ્યાં. આદેશ આપ્યો: 'તારે વારાણસી જવાની જરૂર નથી. ગંગાને કિનારે એક સુંદર જગ્યા પર મંદિર બાંધી મારી મૂર્તિ એમાં સ્થાપિત કર. મારી પૂજાની બધી જ તૈયારી કર. આ મૂર્તિમાં હું હંમેશાં હાજર રહીશ અને તારી પૂજા સહર્ષ સ્વીકારીશ.'

રાણી રાસમણિની શ્રદ્ધા એટલી જ્વલંત કે એમણે તાત્કાલિક જાત્રા રદ કરી નાખી. સરસામાન ગરીબો અને બ્રાહ્મણોમાં વહેંચી દીધો. જગ્યાની શોધ શરૂ થઈ. ગંગાના પૂર્વ કિનારે, કલકત્તાથી થોડા માઈલ ઉત્તરે, એમને પસંદ પડે એવી જમીન મળી ગઈ. ૪૦ એકરની આ જમીનના એક ભાગ ઉપર અંગ્રેજસાહેબનો બંગલો હતો. બીજા ભાગ પર ત્યજી દેવાયેલું કબ્રસ્તાન, જ્યાં એક પાક મુસ્લિમ સંતને દફનાવવામાં આવ્યા હતા. જમીનનો આકાર કાચબાની પીઠ જેવો હતો, જે મા કાલીની પૂજા માટે ખૂબ જ ભાગ્યશાળી કહેવાય.

પાંચ-સાત વર્ષ સુધી સંકુલ બાંધવાનું કામ ચાલુ જ રહ્યું. રાણીને વિચાર આવ્યો કે જિંદગીનો કોઈ ભરોસો છે? કામ પૂરું થાય એ પહેલાં હું મૃત્યુ પામી તો? એટલે જગદંબાની પ્રાણપ્રતિષ્ઠાનું કામ તાત્કાલિક પૂર્ણ કરવાનો એમણે નિર્ણય લીધો. ૧૮૫૫માં આ કાર્ય પૂરું થયું. રાણીની તીવ્ર ઇચ્છા હતી કે દેવીમાને એ નિત્ય અન્નભોગ (રાંધેલું અન્ન) ધરાવે, પરંતુ એમને ધાર્મિક રીત-રિવાજની બાધા નડી, એ પછાત જાતિનાં જે હતાં.

આપણા દેશની સૌથી વિશાળ કમનસીબી હોય તો એ છે ગંદી, અમાનવીય અને જેને ધાર્મિક આંચળો પહેરાવાયો છે એવી એક સમાજવ્યવસ્થા જેનું નામ છે જાતિવાદ અથવા વર્ણવ્યવસ્થા જે ધર્મના નામે પ્રજાના એક મોટા હિસ્સા ઉપર અન્યાય, અત્યાચાર વરસાવે છે અને એમની માનવીય ગરિમાના ભુક્કા બોલાવી દે છે.

તું દલિત છે, પછાત છે, ભંગી છે, અછૂત છે, તારો પડછાયો પણ અમને ભ્રષ્ટ કરે છે, જોકે સાફસફાઈનાં, જાજરૂ સાફ કરવાનાં, ગંદકી માથે ઊંચકીને લઈ જવાનાં કામો અમે તમારી પાસે લઈશું, કારણ કે અમને 'ઊંચી' જાતિના લોકોને આ જન્મસિદ્ધ અધિકાર અપાયો છે. આમ તો અમને, બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને પણ અલગ-અલગ કાર્યભાર સોંપાયો છે, પણ અમે એકબીજાના પ્રદેશમાં પેસવાનો ઇજારો લઈ લીધો છે.

બ્રાહ્મણ લશ્કરમાં અફસર બની શકે છે. ધંધા-વેપાર કરી શકે છે. ક્ષત્રિયો દુકાન કે મોટી કંપની ખોલી શકે છે. વૈશ્ય પણ લશ્કરમાં ભરતી થઈ શકે છે, પરંતુ દલિતો? એમણે તો પોતાના જ વર્તુળમાં રહેવું પડશે નહિ તો એમને માર મારીશું, મારી નાખીશું, એમના પર જુલમ વરસાવીશું.

એક દ્રોણાચાર્ય લશ્કરના સરસેનાપતિ બની શકે છે, પરંતુ એક એકલવ્ય સામાન્ય સૈનિક પણ બની શકતો નથી. બ્રાહ્મણ તો પૃથ્વી પર ઈશ્વરનો દૂત છે. એના માધ્યમ વગર તો ઈશ્વરની પ્રાર્થના પણ કોઈ કરી શકતું નથી. એટલે ક્ષત્રિય-વૈશ્યને પણ બ્રાહ્મણ બનવાનો, પૂજાપાઠ કરાવવાનો, આત્માની સદ્‌ગતિ કરવાનો અધિકાર નથી. બાકી બધી જ છૂટ છે. સમય બદલાવ લાવે છે એટલે આ આઝાદી અમને મળી છે, પરંતુ હે અછૂતો! તમને આ સ્વતંત્રતા નથી. તમારે માટે સમય સ્થગિત કરી દેવાયો છે. તમારે તો ગંદકી સાફ કરવાની જ, ગટરમાં ઊતરી ઝેરી હવા શ્વાસમાં લેવાની જ, પછી ભલે તમે મરી જાઓ.

આભાર માનો અમારો કે અમે અમારા મનુ ભગવાને કહેલું બધું જ કરતા નથી. બાકી તમારા પ્રાણ હરી લેવા એ તો બચ્ચાનો ખેલ છે. અમારા માટે દેશનું બંધારણ નહિ, પણ મનુ ભગવાનના આદેશો સર્વોપરી છે. અમારે તો માત્ર તમને સંભળાય એમ મંત્રોચ્ચાર કરવાના. તમે જાણીબૂઝીને નથી સાંભળ્યું, પણ સાંભળ્યું છે ને? બસ, પતી ગયું. ખેલ ખલ્લાસ, કારણ કે મનુ ભગવાને એમની લાજવાબ સ્મૃતિમાં લખ્યું છે કે એક અછૂત અજાણ્યે પણ મંત્રોચ્ચાર સાંભળી લે તો એના કાનોમાં ધગધગતું શીશું રેડવું. ગનીમત કરો કે અમે આટલી હદે નથી જતા. જોકે સમય-સમય પર તમારાં ઝૂંપડાં બાળીએ છીએ, પીવાના પાણીથી તમને વંચિત રાખીએ છીએ.

રાણી રાસમણિ જેવી સાચા અર્થમાં ધાર્મિક, ચારિત્ર્યવાન, ઉદાર, બુદ્ધિમાન, સંવેદનશીલ, નમ્ર અને નીડર મહિલાની આજુબાજુ જો જાતિવાદનું ભૂત ધૂણે અને એ પછાત જાતિનાં હતાં એટલે એમણે (એ સમયના) લાખો-લાખોને ખર્ચે અને કડી મહેનતે ઊભા કરાયેલા દક્ષિણેશ્વર સંકુલની સ્થાપનાનો મૂળ હેતુ જ નાશ પામવાની સ્પષ્ટ સંભાવના ઊભી થાય તો સામાન્ય મનુષ્ય માટે આ જાતિ વર્ણવ્યવસ્થા કેવા આફતના પહાડો ખડા કરી શકે એ સરળતાથી સમજી શકાય છે.

પરંતુ સંકલ્પ શુદ્ધ હોય અને દેવીમાની કૃપા હોય તો ઈશ્વર કુરિવાજોના ગાઢ જંગલમાંથી પણ માર્ગ કંડારી આપે. રાણીની સમસ્યા ભગવાન રામકૃષ્ણના મોટાભાઈ રામકુમારે કેવી રીતે હલ કરી આપી એ આવતે મહિને જોઈશું.

**[ક્રમશઃ]**




# વેલકમ હોમ

☐ વર્ષા અડાલજા

**વિ**મલા 'આશીર્વાદ'ના જૂના બિલ્ડિંગના ત્રીજે માળના ફ્લૅટ સુધી પહોંચતાં હાંફી ગઈ.

લિફ્ટ વિનાનું મકાન, અંધારિયા ઘસાયેલા દાદરનાં પગથિયાં અને બન્ને હાથમાં ઘસડાતી ટ્રૉલી બૅગ. એમાં ખભે કોથળા જેવી પર્સ અને પગમાં અટવાતી છ વારની પાટલીનો ડૂચો. ગબડી ન પડી એટલી માતાજીની કૃપા.

બૅગ પણ પછી ઠાંસીને ભરેલી. સાડીઓ, બ્લાઉઝ, પેટીકોટ, ઘસાયેલી ચંપલ... જે હતું તે બધું ઘરમાંથી ઉસેડીને ભર્યું હતું. બીજી બૅગમાં રોજના વપરાશની વસ્તુઓ. ટુવાલ, બામની શીશી આયુર્વેદની ગોળીઓ, અડધી વાપરેલી મહાભૃંગરાજ કેશતેલની પ્લાસ્ટિકની કોથળીમાં વીંટાળેલી શીશી, ચૂડીચાંદલા અને દાંતિયો સુધ્ધાં. મા અંબાભવાનીની ગરબાવાળીયે યાદ કરીને લીધી હતી.

કહોને આખી જાત જ ગામમાંથી સમેટીને બૅગમાં ભરી હતી. સાથે-સાથે નવા જીવનનાં રંગબેરંગી સપનાં પણ કાચની કૂંપીની જેમ બહુ કાળજીથી નંદવાય નહીં એમ માની એ રેશમી સાડીની ઘડમાં મૂક્યાં હતાં. અત્યાર સુધીનું જિવાયેલું જીવન પોટલું વાળી પાછળ ગામમાં જ છોડી દઈ પીઠ ફેરવી દીધી હતી.

મુંબઈ સ્ટેશને ગભરાયેલી ઊતરી અને જીવનમાં પહેલીવાર આટલી ચિક્કાર ગિર્દી જોઈ એ હતબુદ્ધિ ઊભી રહી ગઈ હતી, ત્યાં ગિર્દીમાંથી રસ્તો કરતી સ્મિતા દોડી આવી વેલકમ કહેતાં બાથમાં લઈ લીધી ત્યારે જરા ગભરાટ શમ્યો.

આજ સુધી ફિલ્મોમાં જોયેલા મુંબઈ શહેરને એ ટૅક્સીની બારીમાંથી ચકિત થઈ જોતી રહી ગઈ હતી. ટૅક્સી ઊભી રહી, સામાન ઉતાર્યો પણ સ્વર્ગની સીડી જેવા દાદરા જોઈ એ ઊભી રહી ગઈ. સ્મિતા હસી પડી.

“વિમલાબે’ન, આ તો રોજની ચડઊતર. તું ધીમે-ધીમે આવ, હું ઘર ખોલું છું.”

ઘડીકમાં તો સ્મિતા અદૃશ્ય! પાટલી ઊંચી ખોસી. જાતને અને સામાનને ખેંચતી, હાંફતી એ ઉપર આવી ત્યારે ઘરનાં ખુલ્લાં બારણાંમાં સ્મિતા ઊભી હતી.

“અરે રામ! હુંય કેવી હરખપદૂડી! એક બૅગ મારે લઈ લેવી હતી ને! કંઈ નહીં હવે વિમલાદેવી, પધારો.”

ઉંબરની આ તરફ એ, સામે વિમલા.

માનુની ગૃહપ્રવેશ કરો - કહેતાં સ્મિતાએ હાથ લાંબા કર્યા અને બન્ને બહેનપણીઓ ભેટી પડી. સ્મિતાએ એને ખભેથી પર્સ લઈ રંગોની બૅગો બાજુ પર મૂકી. વિમલાની આંખ છલકાઈ ગઈ. ટ્રેનમાં આખે રસ્તે જીવનની આ નવી અણધારી દિશાની મુસાફરી વિશે વિચારતી રહી હતી, પણ સ્મિતા પધારો કહેતાં ભેટી પડી કે મનના સઘળા દ્વંદ્વ ઓગળીને આંખને ભીંજવી ગયા.

તો એ ખરેખર બધું પાછળ છોડી સ્મિતાને ત્યાં પહોંચી ગઈ હતી!

ગામની શાળામાં સાથે ભણતાં ત્યારથી પાક્કાં સહીપણાં. બાજુના ગામની કૉલેજમાંય બસમાં સાથે આવનજાવન. એ હજી ડરપોક, પણ સ્મિતા જીદ્દી, ધાર્યું કરે. ધરાર ક્લાસમાંથી છટકી થિયેટરમાં ફિલ્મો જોવા લઈ જતી. એ રહસ્યના બે જ જાણકાર. બસ, ત્યારથી શહેરનું સપનું જોયું હતું.

સ્મિતાને ગોરમા ફળ્યાં, તે મુંબઈનો વર મળ્યો. આમ જુઓ તો છડેછડો. નહીં કોઈ આગળ કે પાછળ. દૂરનાં સગાં દૂર જ. સ્મિતા ઇડરિયો ગઢ જીતી ગઈ અને હોંશે-હોંશે પરણીને મુંબઈ ચાલી ગઈ, પણ મોબાઇલની જીવાદોરીએ બન્નેને જોડી રાખ્યાં હતાં.

એ ગામમાં એકલી પડી ગઈ હતી તો સ્મિતાનેય એ ખૂબ સાંભરતી. સિદ્ધાર્થ લંચબૉક્સ લઈ શહેરની તેજ રફતારમાં સામેલ થઈ દોડતો, ઑફિસે જતો અને સાંજે મૅરેથૉન દોડ્યાનો થાક લઈ ઘરે આવતો. રવિવાર સુવાંગ સ્મિતાને હવાલે. સ્મિતા હોંશભેર મુંબઈમાં ફરતી, ફોટા પાડતી, અરબી સમુદ્રના ધસમસતાં મોજાં અને ધીંગો વરસાદ વીડિયોમાં મોકલી વિમલાને ભીંજવી દેતી. ગામની મોકળાશ લઈને આવેલી સ્મિતાને પંચરંગી શહેર ધીમે-ધીમે કોઠે પડી રહ્યું હતું.

કન્યાવિદાય ટાણે જ વિમલાનું મન સ્મિતાની પાછળ ને પાછળ દોડી ગયું હતું અને ગામમાં હતું અને ગામમાં હતુંય શું!

એને દસ-અગિયારની લઈ વિધવા મા પિયરને આશરે આવી હતી. નિઃસંતાન મામા-માસીએ પ્રેમથી ઓથ આપી અને એ મોટી થતી ગઈ. કશું દુઃખ એને કે માને ન હતું, પણ મનને છાને ખૂણે ઓશિયાળાપણાનો ભાવ તો રહ્યો.

સ્મિતાની ખોટ સાલતી હતી અને મા પણ ગઈ. મામામામીએ લગ્નનાં બે-ચાર ઠેકાણાં શોધ્યાં પણ એનું મન ક્યાંય ઠર્યું નહોતું. રહી-રહીને એમની પહોંચ કેટલી! સ્મિતાના વીડિયોમાં ઊછળતાં અરબી સમુદ્રનાં મોજાં એને તાણી જતાં અને એ વિપુલ જલરાશિ પર નૌકાની જેમ વહેતી રહેતી.

બહુ મન થતું, સ્મિતાને કહી દઉં મને તારે ત્યાં બોલાવી લે, થોડા વખતમાં મારો રસ્તો કરી લઈશ. પછી પોતાને જ ઠપકો આપતી, સ્મિતા ગમે તેટલી વહાલી સખી હોય પણ એમ કાંઈ એના ઘરે જઈને રહેવાનું! શહેરમાં પોતાની મેળે જ ઠેકાણું પડવાનું શું સહેલું છે! સિદ્ધાર્થને એના સંસારમાં પત્નીની બહેનપણીનો અનધિકાર પ્રવેશ ન ગમે તો!

છટપટતું મન કાબૂમાં ન રહ્યું. પત્ર લખ્યો, મને તારે ત્યાં બોલાવશે સ્મિતુ! સિદ્ધાર્થની મરજી ખાસ પૂછજે અને વિનાસંકોચે હા યા ના લખજે. એથી આપણી મૈત્રીમાં તડ થોડી પડવાની છે! તારું નામ એટલે છાતી પર છૂંદણું!

પત્રને મથાળે લખ્યું, ઊડ ઊડ પત્ર ઉતાવળો. જા મુજ બેની પાસ.

એ રોજ આકાશ તરફ મીટ માંડી રહેતી. ક્યારે એક શ્વેત કબૂતર ઊડતું આવી એનાં આંગણે જાંબુડાની ઝૂલતી ડાળીએ બેસશે અને એના પગે બાંધેલી ચિઠ્ઠી એ ઝટપટ છોડે.

શું લખ્યું હશે એમાં!

અને એક દિવસ મોબાઇલમાં ચિઠ્ઠી રિંગટોનમાં ગુંજી ઊઠી, ખુશીથી આવ. હું અને સિદ્ધાર્થ તારી રાહ જોઈએ છીએ. એ તો ઊછળી જ પડી. મામા-મામીનું મન દુભાયું, અમારા પ્રેમમાં કોઈ કચાશ ભાળી? પછી એની વાત સમજ્યાં હતાં, અહીં ગામમાં તારું ભવિષ્ય શું?

મુંબઈ શહેર તો ચસોચસ, કહે છે ત્યાં વામનનેય પગ મૂકવાની જગ્યા ન મળે ત્યાં સ્મિતાએ તને પ્રેમથી બોલાવી. આનું નામ બહેનપણી. અને હા, એને દભુકાકાના પેંડા ભાવતા, લઈ જજે. તાંદુલની પોટલી, બીજું શું!

– અને અત્યારે એ સ્મિતાને ત્યાં હતી, સાચ્ચેસાચ. ગોરમાએ ભલે કેસરિયો વર ન દીધો, પણ એક બહેનપણી જરૂર આપી હતી. બસ, થૅન્ક યૂ ગોરમા. હવે મારા ભાગ્યની રેખા હું જ દોરી લઈશ.

સ્મિતાએ બેડરૂમમાં એની બૅગ મૂકી.

"વિમુ, આ તારો બેડરૂમ. મુંબઈમાં જૂના મકાનમાં ભલે ભાડાનું પણ બે બેડરૂમનું ઘર એટલે મહેલ જ કહેવાય. આપણે ફિલ્મોમાં જોતાં એવી ઝૂંપડપટ્ટી તને બતાવીશને તો..."

"બસ, મને દરિયો દેખાડ ને!"

"અરે મારી મા! દરિયો ક્યાં જવાનો! તપસ્વીની જેમ પલાંઠી મારી બેઠો છે વર્ષોથી. દરિયો તને ખબર છે, પણ તને અહીંની પી.જી. સિસ્ટમની ખબર નહીં હોય."

"એ વળી શું?"

"આ બેડરૂમમાં અમે પી.જી. રાખતા, મતલબ પેઇંગ ગેસ્ટ. મહેમાન ખરા, પણ ભાડું આપે એવા મહેમાન. અહીં શહેરોમાં નોકરી કરતા, ભણતા ઘણા લોકો એકલા રહે. ઘર લેવું, માંડવું પરવડે નહીં. કામ હોય ત્યાં સુધી રહેવાનું."

"અરે વાહ! આ તો સરસ સિસ્ટમ. હું પણ કમાઈશ ત્યારે તને ભાડું આપીશ."

સ્મિતાએ કાન ખેંચ્યો.

"વિમુડી! તું વળી પી.જી. ક્યારની? તું તો મારી સ્વજન નહીં?"

વિમલા રડું-રડું થઈ ગઈ.

"તારે મને આવતાંવેંત રડાવવી છે? હું નથી જાણતી અહીં કેટલી મોંઘવારી હોય? તું નસીબદાર કે સિદ્ધાર્થ જેવો વર મળ્યો અને મને આશરો આપ્યો."

"આશરો! કેમ તું અનાથ છે? ચાલ, ગાંડીઘેલી વાત છોડ, મસ્ત ચા બનાવું. બ્રેડની પણ ટેવ ન હોય ને! એટલે નાસ્તામાં ટોસ્ટ. ત્યાં તું નાહી લે, ઘસી-ઘસીને નાહી ગામને કાઢી નાખ. પછી વાતોની ગઠરી ખોલીએ અને ચાનું કરીએ ચિયર્સ."

મોડી સાંજે સિદ્ધાર્થે આવતાંવેંત મોગરાના બે ગજરા ધરી દીધા.

"વેલકમ વિમલા. મારી શોક્યને વેલકમ."

"શોક્ય!"

"કેમ પુરુષને શોક્ય ન હોય! સ્મિતાની જીભે તારું નામ સુકાતું નહોતું, પણ આપણે લડવાના નથી અને સાંભળ જીજાજી, જીજુ એવું બધું નહીં, મને સિદ્ધાર્થ કહેવાનું."

"મને તો ગમશે."

"સ્મિતાની જેમ હું પણ દોસ્ત. આખો દિવસ શું કરું? શું કરું? સ્મિતા જીવ ખાતી હતી, હવે તું આવી, હાશ.

* * *

મોગરાની અને દોસ્તીની સુગંધથી ફોરતી વિમલા રાત્રે બેડરૂમમાં આવી, બારણું અટકાવતાં અજબ લાગણીથી ઘેરાઈ ગઈ.

એકાંત અને ઘટ્ટ શાંતિ.

એ ચોતરફ જોઈ રહી. પોતાનો જ આગવો ઓરડો અને બાથરૂમ! એક નવોનક્કોર અનુભવ. અત્યાર સુધી એ ગામમાં સહિયારું જીવન જીવી હતી. હવે ગામ પણ કલેવર બદલવાની કોશિશ કરતું હતું. સ્મિતા અને એ ધૂળ ઉડાડતી બસમાં હડદોલા ખાતાં કૉલેજ જતી હતી ત્યાં હવે રેલવેસ્ટેશન બની રહ્યું હતું. ઉનાળામાં પાણીનાં ટૅન્કરો આવતાં થયાં હતાં. ગામમાં શૌચાલયો બંધાવા લાગ્યાં હતાં.

તોય ગામ હજી ગામ હતું. શીતળામાતાની દેરીના ખાંચામાં રહેતી ભાવનાનો ખોળો નથી ભરાતો એટલે ડૉક્ટરને બતાવવા એને શહેર લઈ ગયા હતા. એ સાવ છાની વાત આખું ગામ જાણતું હતું. મામીએ એને કહ્યું ત્યારે એ હબક ખાઈ ગઈ હતી. પહેલો વિચાર એ આવેલો કે એને સારા વરઘર નથી મળ્યાં, બિચ્ચારી વિમલા! – કાનાફૂસીમાં એની વાત થતી હશે ને!

ત્યારે જ મનમાં ગાંઠ વાળી કે ગામને પાદર એ બાવળની કાંટ્ય બની ઊગી જાય એ પહેલાં ગામથી છેડો ફાડ્યે છૂટકો. એ જ રાત્રે મામીથી છાનો સ્મિતાને પત્ર લખેલો પછી મામીને કહેલું.

અને પગલાં ભૂંસી એ નીકળી ગઈ હતી.

એણે ચારે તરફ નજર કરી. ચોતરફથી પટારાબંધ જેવો ઓરડો. હવે એનું ઘર. હંમેશ માટે.

એનું ઘર! ના. આ ઘર એનું નથી, પણ થશે. આ મહાનગરમાં એનું પણ ઘર એ કરશે. એક દિવસ. હા, એક દિવસ એવો આવશે. અવળા પગ ભૂતને હોય એમ મામી કહેતી, પણ એ પાછે પગે હવે એ ગામમાં નહીં જાય, કદી નહીં, હાશકારો કરતાં એણે પલંગમાં પડતું મૂક્યું.

* * *

હવે વિમલા અને શહેર એકમેકથી ટેવાઈ રહ્યાં હતાં.

મુંબઈ ખુલ્લા દિલનું હતું. સહુને આશ્લેષમાં લેતું અને સરાણે ચડાવી એ કસોટી પણ કરતું. એના ભાતીગળ પટકૂળમાં એ પણ તાંતણો બની વણાતી જતી હતી. દરિયાને તો પ્રેમીજનની જેમ બાથમાં લેવાનું મન થતું.

હા, ક્યારેક સાંભરી જતું ખુલ્લા આંગણામાં ઝગમગતા તારા નીચે ખાટલો ઢાળી સૂવું... માટીની મહેકતી સુગંધ... શેરી-ગરબાનો સાદ... વરતવરતુલાનાં પૂજાપાઠ-દેવદર્શન અને જાગરણમાં રતુંબડી આંખ... ત્યાંથી નીકળતાં મામી માતાજીની દેરીએ પગે લગાડવા

લઈ ગયાં હતાં. કંકુનો ચાંદલો કરતાં આશીર્વાદ આપ્યા હતા. સૌભાગ્યવતી થજે, ત્યારે એ મનોમન હસી પડેલી, મુંબઈમાં તે વળી કયો વરલાડો વરમાળા લઈ તોરણે ઊભો એની વાટ જુએ છે!

પણ સ્મિતા-સિદ્ધાર્થ સાથે એના સપનાના શહેરમાં ફરતાં એ વિચારતી, માત્ર પતિનું હોવું એ સૌભાગ્ય નથી, એ નવું જીવન પામી એ પણ સૌભાગ્ય નથી!

હવે કશુંક પણ કામ, નોકરીની શોધ કરવાની હતી. થોડું ગરથ એ ગાંઠે બાંધી લાવેલી. ટ્યૂશન કર્યાં હતાં, માનો આછોપાતળો દાગીનો વેચ્યો હતો, નીકળતાં પગે લાગી ત્યારે મામાએ હાથમાં મૂક્યા હતા. જે નક્કામો ભાર વેંઢારી લાવી હતી એ ફેંકી દીધો. પંજાબી ડ્રેસિસ, પર્સ, ચંપલ વગેરે નવું ખરીદ્યું. બ્યુટી-પાર્લરમાં પણ જતી થઈ, લોકલમાં મુસાફરી હવે ફાવી ગઈ.

પણ મુંબઈ કોઈને તરત તથાસ્તુ કહેતું નથી. નોકરી માટેના બધા ઉધામા નિષ્ફળ. નાના ગામની કૉલેજમાં ગુજરાતીમાં ભણેલીને તે વળી શું કામ મળે? જાતભાતની ડિગ્રીઓનો પૉર્ટફોલિયો લઈ સ્માર્ટ યુવતીઓ કતારમાં હોય ત્યાં અંગ્રેજીમાં ફાંફાં મારતી સામે કોઈ જુએ પણ શું કામ? સ્મિતા કહેતી મને પણ આ જ વાંધો નડ્યો હતો. મેં પણ આરંભમાં કામની શોધ કરી હતી. આપણે ભાગે ટિફિનો ભરવાની મજૂરી જ આવે. પછી પી.જી.નો આઇડિયા લડાવ્યો, હવે જો લહેરથી ઘર સંભાળું છું ને!

વાત તો ખરી, પણ એ શું કરે? ન આ એનું ઘર હતું, ન સંસાર. એ પણ લહેર કરવા, બપોરે ટી.વી. સિરિયલ જોવા તો અહીં નહોતી આવી. એના બેડરૂમનું ભાડું પણ હવે સ્મિતા-સિદ્ધાર્થને નહોતું મળતું અને બેમાંથી કોઈએ ઇશારો સુધ્ધાં નહોતો કર્યો. રાત્રે ઊંઘ ઊડી જતી, બારી બહાર ઘૂઘવતા અંધકારના પૂરને તાકી રહેતી. શું ભૂત થઈ પાછા પગે એ ગામ જતી રહેશે, ના. કદી નહીં.

પણ મુમ્બાદેવી મંદિરે નારિયેળ વધેરી આશીર્વાદ માગ્યા અને માતાએ તુષ્ટમાન થઈ એના પાલવમાં નાની નોકરીનો પ્રસાદ નાખી દીધો. એક પારસી મહિલા ઘરમાં જ નાનાં બાળકોને રમાડતાં, સાચવતાં - થોડું શીખવી દેતાં ત્યાં કામ મળી ગયું. કામચલાઉ અંગ્રેજી, હિંદી અને ગુજરાતીમાં ભૂલકાંઓ સાથે ગાતાં, વાતો કરતાં એ ભળી ગઈ. બાળકો ખુશખુશાલ. ફિરોઝાએ દુખણાં લઈ ઘન્નુ જીવો કહેતાં એના હાથમાં પહેલા પગારના નવહજાર મૂક્યા કે એણે ઘરમાં પગ મૂકતાં સ્મિતાના હાથમાં ૫૦૦ રૂપિયા મૂકી ભેટી પડેલી.

“તારી ના નહીં સાંભળું. જાણું છું હું તારી પી.જી. નથી, પણ તારા પરિવારનો હિસ્સો તો બની શકું ને! તારા ખર્ચમાં પાર્ટનર.”

સ્મિતાના પેટ પર હાથ મૂકી એ

મૃદુતાથી બોલી, "આ નવા મહેમાનની માસીના હક્કથી એના ખાતામાં મારો પ્રેમ અને આ મૂડી જમા કરજે, જે આપણે ન ભણી શક્યાં તે એને ભણાવીશું."

"પણ વિમુ..."

"ચૂપ. આજથી તારી કાળજી મારું ખાસ કામ સમજ્યાં સ્મિતામા!"

* * *

થયું પણ એમ જ.

સ્મિતાનું સવિશેષ ધ્યાન રાખવું પડતું. પગ તો સોજાથી ભારે વજનદાર. હાઈ બી.પી. મૂડ સ્વિંગ્સ... એના ખાનપાનનું વિમલાને ખાસ ધ્યાન રાખવું પડતું. વધતા ગર્ભભારથી એક પગની નસ ખેંચાઈ રહી હતી. ચોથા મહિનાથી તકલીફો વધવા માંડી હતી ત્યારથી સ્મિતા માનસિક રીતે અસ્વસ્થ રહેવા લાગી હતી. ડૉક્ટરની સૂચના પ્રમાણે વિમલા એને પગે માલિશ-શેક કરતી તો કદીક સ્મિતા ધરાર ના પાડી દેતી. ત્રણ માળ ખુરશીમાં ચડઊતર કરી ડૉક્ટર પાસે લઈ જવી પડતી ત્યારે એ રડી પડતી, જીદ કરતી.

વિમલાને ખૂબ સમતા રાખવી પડતી. એની નોકરી, રસોઈ, ઘરનાં ઝીણાં કામ અને સ્મિતાની ચાકરી, બધો મેળ મેળવવો અઘરો હતો. અજાણી નર્સ, આયાને ભરોસે ઘર અને સ્મિતાને મૂકીને જવાનું મન નહોતું માનતું. પોતાનાથી ભરોસેમંદ વળી કોણ?

સિદ્ધાર્થ ઘરે હોય ત્યારે એ સ્મિતાની ખૂબ કાળજી લેતો, પણ એની કંપનીએ બેંગ્લોરમાં નવો પ્રોજેક્ટ શરૂ કર્યો હતો અને સિદ્ધાર્થ કૉ-ઑર્ડિનેટર હતો, પ્રમોશન મળ્યું હતું. પ્રવાસ, મિટિંગ કામનો ભાર... સિદ્ધાર્થ સીડીનાં પગથિયાં ચડી રહ્યો હતો. કંપનીએ લોન આપી ઑનરશિપનો મોટો ફ્લૅટ આપ્યો હતો.

સ્મિતા પહેલાં તો ખૂબ રાજી થઈ હતી, પણ સિદ્ધાર્થ ન હોય ત્યારે નારાજ થઈ જતી. વિમલા સાથે લડી પડતી. એણે નોકરી તો ક્યારની છોડી દીધી હતી, પણ ઘણીવાર ચોવીસ કલાક પણ ઓછા પડતા, એ થાકી જતી. સિદ્ધાર્થ આવતો ત્યારે બન્ને માટે સરસ ગિફ્ટ લાવતો. એ કદીક જીદ પકડતી આ કામ છોડી દો.

સિદ્ધાર્થ સમજાવતો આ નોકરી, આ પ્રમોશન આપણા માટે, આપણા બાળક માટે ઉજ્જ્વળ ભવિષ્ય છે. સ્મિતા-મારું નહીં, આપણું સપનું સાકાર થઈ રહ્યું છે. વિમલા સામે જો, કેટલું તારું અને ઘરનું ધ્યાન રાખે છે!

એ ચૂપ થઈ જતી. ડૉક્ટર કહેતા, સ્મિતા ડિપ્રેશનમાં છે. ઘણી પ્રેગ્નન્ટ સ્ત્રીઓ પ્રેગ્નન્સી ટ્રોમામાં સરી જાય છે. ઘણી વુડ બી મધર્સ ગમે તેટલી શારીરિક તકલીફોમાં મા બનવાના આનંદમાં એટલી ખુશ રહે છે કે એમના માતૃત્વનો આનંદ અમે પણ માણીએ છીએ.

વિમલા અને સિદ્ધાર્થને નવાઈ લાગતી માતૃત્વ ઝંખતી સ્મિતા ડિપ્રેશનમાં છે! સ્મિતાને ખૂબ સમજાવવાની કોશિશ કરતાં. સ્મિતા, તું આવા વિચારો કરે, જમવાનું નિયમિત ન રાખવા દે તો બાળક પર એની માઠી અસર થાય. એ ચૂપચાપ સાંભળી રહેતી.

સ્મિતાને હવે છેલ્લા દિવસો હતા. મદદ માટે એક આયા હતી, પણ વિમલાને એની કાળજી લેવી પડતી હતી, સિદ્ધાર્થની પણ. એના આવવા-જવાના અનિયમિત સમયને સાચવી લેવો પડતો હતો.

ક્યારેક સિદ્ધાર્થ મોડો થાકીને આવે ત્યારે ખાવાનું ગરમ કરી પીરસતાં એના મનમાં વિચાર ફરકી જતો શું સરોગેટ મધરની જેમ સરોગેટ પત્ની હોઈ શકે? એ ફફડી જતી. ક્યાંક એના વિચારનો પડઘો તો સિદ્ધાર્થના મનમાં નહીં પડ્યો હોય ને! એ જાતને સંકોરતી, મનોમન ગામની માતાની દેરી પાસે ક્ષમા માગતી. મા! મારા મનમાં કોઈ પાપ નથી. એ આવી હતી નવજીવન પામવા અને અણધારી રીતે કેવા સંજોગોના વમળમાં ઘૂમરી ખાઈ રહી હતી!

ઘર એનું ન હતું, સંસાર એનો ન હતો, પતિ એનો ન હતો, છતાં એ બધી ભૂમિકા નિભાવતી હતી.

એનાં સપનાં અંકુરિત થતાં હતાં કે ઠીંગરાઈ જતાં હતાં? નિયતિએ ગોઠવેલા છટકામાંથી બહાર નીકળવાનો રસ્તો કયો હશે?

* * *

ઊંડા ગોખમાં દીવા મૂક્યા હોય એમ સ્મિતાની ટમટમતી આંખો સતત એનો પીછો કરતી હોય એવું એને લાગતું. ડરી જતી, પણ એ શું કરી શકે એમ હતી?

કેટલીક લાગણીઓ પર આંગળી મૂકી એને ચીંધી શકાતી નથી. સિદ્ધાર્થને કહેવાનું મન થતું, પછી થતું શું કહેવું?

પ્રસૂતિની તારીખની આસપાસ સિદ્ધાર્થે રજા લીધી હતી, સ્મિતાને વચન આપ્યું હતું હું તારી પાસે હોઈશ, પણ સ્મિતાને અચાનક વેણ ઊપડી અને વહેલું મૅટરનિટી હોમ જવું પડ્યું. એને મૅટરનિટી ક્લિનિકમાં દાખલ કરી વિમલાએ સિદ્ધાર્થને ફોન કર્યો, રિંગ જતી હતી. મૅસેજ મૂક્યો.

સ્મિતાને અંતે સિઝેરિયન જ કરવું પડ્યું. ઑપરેશન ફૉર્મ પર સહી કરતાં એ અજબ લાગણીથી ઘેરાઈ ગઈ.

નર્સે દીકરી આવ્યાના સમાચાર આપ્યા અને એ રૂંવે-રૂંવે રણઝણી ઊઠી હતી. ભલે એને પ્રસૂતિની વેદના થઈ ન હતી, પણ પ્રતિ ક્ષણ સ્મિતાના ગર્ભને એણે અનુભવ્યો હતો, જાણે એની મા! હા, મા જ વળી. રતુંબડા પોટલાને છાતીએ ચાંપતાં ધાવણની જેમ માતૃત્વ ઊભરાયું.

કેવી રોમહર્ષણ ઘટનાની એ એકમાત્ર સાક્ષી!

સાંજે ઍરપૉર્ટથી એકશ્વાસે સિદ્ધાર્થ

આવ્યો અને સ્મિતા પાસે દોડી ગયો. અર્ધબેભાન સ્મિતાને ભલે ચુંબન કરી એ વિમલાને ભેટી પડ્યો. ‘‘થૅન્ક્સ ફૉર એવરિથિંગ વિમુ.’’

ત્યારે બંનેને ખબર ન હતી કે એક અવાવરું વાવની બખોલની ઝાડીમાંથી વિષધર સરકી આવી સ્મિતાના શરીરમાં પ્રવેશી એની આંખોમાંથી ઝેરીલી નજરે એમની પર ત્રાટક કરી રહ્યો હતો.

સ્મિતાની અધખૂલી આંખ જોતાં સિદ્ધાર્થ સો સૉરી કહેતાં એની પર ઝળૂંબી પડ્યો.

‘‘એને આરામ કરવા દે સિદ્. ચાલ, પિન્કી બાળકોના રૂમમાં છે. ગુલાબનો ગોટો છે મારી પિન્કી.’’

સ્મિતાની આંખ ઘેરાતી હતી, ધુમ્મસની રેખાઓથી દોરાયેલી બે છાયાકૃતિઓને જતાં એ જોઈ રહી.

* * *

પિન્કીને ગોદમાં લઈ ઊભેલાં પતિપત્નીની આરતી વિમલાએ ઉતારી, પિન્કીને ચાંદલો કરી વધાવી તેડી લીધી.

‘પધારો સ્મિતામમ્મી!’

સ્મિતા ઘરને જોતી રહી ગઈ. ઘર એકદમ શણગારેલું, ગુલાબી ફુગ્ગાઓ, ઝગમગતી બત્તીઓ, ગુલાબથી શણગારેલું મઘમઘતું પારણું.

‘‘વિમુ આ બધી તૈયારી ક્યારે કરી? તું તો મારી સામે હતી!’’

જવાબ સિદ્ધાર્થે આપ્યો.

‘‘સરપ્રાઇઝ મારી સ્મિતુ ડિયર. હું અને વિમુ રોજ ફોન પર રાત્રે આ જ તો લમણાઝીંક કરતાં હતાં. વિમલાએ ખાસ એક કંપનીનો સંપર્ક કર્યો હતો, ન્યૂ બૉર્ન બેબીઝ, બર્થડે પાર્ટી એવી ઇવેન્ટ કરે છે. સરસ ડેકોરેશન છે ને! વિમુને થૅન્ક્સ કહેજે, આખો આઇડિયા એનો. તને સરપ્રાઇઝ.’’

હા, સરપ્રાઇઝ. સ્મિતા માટે આ સરપ્રાઇઝ. એનાથી છાનું શું ચાલી રહ્યું હતું. આ ડેકોરેશન સિવાયની બીજી વાતો થતી હશે! બંદૂકની ગોળી જેવી નિર્મમતાથી એની આંખો વિમલા પાછળ ફરતી રહેતી. હવે એ ફરી પથારીવશ હતી. ઑપરેશન પછી ટાંકામાં પસ થતું હતું અને ખૂબ નબળાઈ લાગતી હતી. ધાવણ ઓછું આવતાં-આવતાં બંધ થઈ ગયું. વિમલા પિન્કીને ખોળામાં લઈ બાટલીથી દૂધ પાતી, ગાતી, હીંચોળતી, નવરાવતી, રમાડતી. ખભે લઈ થાબડતી. એ સૂતાં-સૂતાં જોતી, વિમલા અને પિન્કી જાણે મા અને દીકરી. સિદ્ધાર્થ આવતો, વિમલા એને ભાવતો નાસ્તો બનાવતી, બન્ને પિન્કીને રમાડતાં એ દૃશ્ય તણખાની જેમ એને દઝાડતું. ફરફોલો થતો.

વિમલા એના સંસારની સૂત્રધાર થતી જતી હતી. બસ, હવે બહુ થયું. એણે ઊભા થઈ જવું જોઈએ. ઘરકામમાં મન પરોવવા કોશિશ કરતી. પિન્કી વિમલાના ખોળામાં જ સૂવાની જીદ કરતી. એ ધીમે-ધીમે ડિપ્રેશનના

કળણમાં ખૂંપતી જતી. ગુમસૂમ સૂઈ રહેતી, તો ક્યારેક બેઠી થઈ લક્ષ્યવેધી બાણની જેમ વિમલાને વીંધતી.

"ક્યારથી તમારા બે વચ્ચે ચાલી રહ્યું છે?"

વિમલા રડતી, વિનવતી.

"તને શું થઈ ગયું છે સ્મિતુ! તને મારો વિશ્વાસ નથી? મારો? તારી વિમુનો?"

"ના, હું રોજ નજરે તો જોતી આવી છું. યાદ છે તું આવી એ જ દિવસે સિદ્ધાર્થે તને કહ્યું હતું કે તું એની શોક્ય છે? પણ તું મારી શોક્ય થઈ ગઈ."

વિમલા એના શબ્દોથી ઘવાતી, ટીપે-ટીપે લોહી ઝમતું રહેતું. એક બપોરે કૉફી શૉપમાં સિદ્ધાર્થને મળી.

"આમ ક્યાં સુધી જિવાશે સિદ્! આવડા મોટા આરોપના બોજ તળે મારો શ્વાસ રૂંધાય છે. હું સાઇકિયાટ્રિસ્ટને પણ મળી."

"વિમલા!"

"હા સિદ્ધાર્થ! વહેમ, શંકા, હેલ્યુશિનેશન આ બધા મેન્ટલ હેલ્થના પ્રૉબ્લેમ છે. કદાચ સ્કિઝોફ્રેનિયાની અસર પણ હોય. સ્મિતા ટ્રીટમેન્ટ માટે કોઈ કાળે તૈયાર ન થાય. એના પાલવમાં તમારો સંસાર નાખી ચાલી જાઉં પછી તું એને સમજાવે..."

"અને ક્યાં જશે તું?"

"ગામમાં તો જવાય એવું નથી, મને ગોઠેય નહીં. સ્મિતાએ મામીને એના કાકાઓને આપણાં વિશે પત્રો લખ્યા છે."

"અરે! ખરેખર?"

"હા, મારી મામીનો ફોન હતો, એમણે શું કહ્યું તે હું બોલી નહીં શકું, પણ એ શક્યતા બંધ છે. જોકે એ સારું જ છે."

"તો? શું કરીશ?"

"પી.જી. રહીશ. કશુંક કામ કરીશ. પિન્કીને મોટી થતાં દૂરથી જોઈશ. બીજો કોઈ રસ્તો છે?"

"ના. ના. વિમુ."

"પણ મારે લીધે તમારા દાંપત્યજીવનમાં તિરાડ ઊભી થાય એ કઈ રીતે સહન થાય?"

કેપેચીનો કૉફી આવી. એની વરાળની આરપાર વિમળાનો ધૂંધળો થતો ચહેરો સિદ્ધાર્થ જોઈ રહ્યો. આ સ્ત્રીએ ચૂપચાપ એના તૂટતા સંસારનો ભાર ખભે ઊંચકી લીધો હતો. અમારા દાંપત્યજીવનમાંની તિરાડ માટે પોતાને દોષી માની રહી છે, પણ અમે પતિ-પત્નીએ એના જીવનને તહસનહસ કર્યું એનું શું?

એ ચાલી જશે તો સ્મિતાની સંભાળ કોણ રાખશે? પિન્કીનું શું?

શું એ સ્વાર્થી બની રહ્યો હતો? એણે કૉફીનો ઘૂંટ ભર્યો.

"સાચું કહું વિમુ! હું કનફ્યૂસ્ડ છું. તારી ખૂબ જરૂર છે, પણ કયા હક્કથી તને રોકું? આપણી દોસ્તીના દાવે તને એટલું તો કહી શકું કે હું સ્મિતાને

ટ્રીટમેન્ટ માટે સમજાવવાની છેલ્લી કોશિશ કરું, તું રોકાઈ જા. ભાડૂતી નર્સ, બાઈને પિન્કી કેમ સોંપું?"

"ના ના." વિમળા જોરથી બોલી પડી.

"હું પણ તારી સાથે સહન કરી જ રહ્યો છું ને! નક્કી કોઈ રસ્તો તો નીકળશે."

પણ એવો કોઈ આરોવારો દેખાઈ નહોતો રહ્યો. ડૉક્ટર પાસે આવવાની સ્મિતાની ઘસીને ના. દવા બારીની બહાર. મનમાં કળણમાં એ ઊંડી ખૂંપતી જતી હતી. પિન્કી તો જાણે વિમલાની દીકરી!

આમ તે શેં જીવન જશે એ પ્રશ્નનો નિવેડો સ્મિતાએ જ આણી દીધો.

છૂટાછેડા.

અને એક દિવસ પોતાના હોંશે વસાવેલા સંસાર તરફ પીઠ ફેરવી એ ગામ ચાલી ગઈ.

* * *

વિચિત્ર પરિસ્થિતિમાં હતાં બંને. સિદ્ધાર્થ અને વિમલા સ્વાભાવિક રહેવા મથતાં. શું નામ હતું સંબંધનું? ગૂંચવાયેલા દોરીના દડા જેવો આ સંબંધ, ન છેડો હાથમાં આવતો હતો, ન ગૂંચ ઉકેલાતી હતી.

બેવડા દોરના જીવનથી થાકી સિદ્ધાર્થે એક દિવસ કહી જ દીધું.

"ચાલ વિમુ લગ્ન કરી લઈએ."

"સિદ્!"

"તું જ કહે બીજો શો રસ્તો છે? પિન્કીને સ્કૂલમાં દાખલ કરવાની છે, શું કહીશું આપણે? એ તને મમ્મી કહે છે ને! આપણી સોશિયલ લાઇફ, પૅરન્ટ્સ મિટિંગ... ઘરમાં પુરાઈને તો નહીં જિવાય ને! આપણા નિર્મળ સંબંધને ગંદકીના છાંટા ઊડે એ પહેલાં પરણી જઈએ."

"પણ સ્મિતા તો કહેશે ને કે હું જ સાચી હતી!"

"શો ફેર પડે છે? એના કાકા હવે નથી, એનાં દૂરનાં ફોઈ..."

"સિદ્ધાર્થ! તું ગામ ગયો હતો?"

"હા, એ મારી પત્ની હતી, પિન્કીની મા છે. તારી સાથે લગ્ન કરતાં પહેલાં એને મળવું હતું, કદાચ એનું મન બદલાયું હોય."

"-અને?"

"અને કશું નહીં. એણે બંધ કરેલાં બારણાં ખોલ્યાં જ નહીં. સંબંધનો છેલ્લો તંતુ પણ કપાઈ ગયો."

એક હલકા નિઃશ્વાસ જેવી શાંતિ. હવે કશું કહેવાનું, કરવાનું સિલકમાં નહોતું. વિમલાનું હૈયું ભરાઈ આવ્યું, એ સિદ્ધાર્થને વળગીને રડી પડી. અચકાતાં, કંપતા સિદ્ધાર્થના હાથ એને વીંટળાઈ વળ્યા.

પ્રથમ આશ્લેષ. પ્રથમ ચુંબન. જે અરબી સમુદ્રનાં મોજાંએ એને દૂરથી અહીં ખેંચી આણી હતી, એ ધસમસતાં આવી એને લઈ જતાં હતાં, એ ડૂબતી, તરતી, વહેતી રહી. ક્યાં તે એ જાણતી

ન હતી.

મોજાં કદી નકશેકદમ પર ચાલતાં નથી.

* * *

હવે એ આ ઘરની સ્વામિની હતી. પતિ એનો હતો, બાળક એનું હતું. ગોરમાએ સવળે નહીં તો અવળે હાથે જે માગ્યું હતું તે આખરે આપ્યું હતું.

પિન્કી પ્રશ્નો પૂછતી થાય એ પહેલાં ભારે હૈયે સ્મિતાને આ ઘરમાંથી વિદાય આપી. કેટલી પીડા થઈ હતી? પોટલાં બાંધીને વસ્ત્રો, ફોટા એની વહાલી અનેક ચીજવસ્તુઓ બધું આશ્રમોમાં પહોંચાડી દીધું.

પણ સ્મૃતિઓની ફિંગરપ્રિન્ટ ભૂંસવી સહેલી નથી હોતી.

ઊંડો જખમ રુઝાય અને એક ડાઘ રહી જાય એમ સ્મિતા નામ એની સાથે જ રહેશે. પિન્કીની આંખોમાંથી સ્મિતા એને તાકી રહેશે, સિદ્ધાર્થના સ્પર્શમાંથી એની સુગંધ મહોરી ઊઠશે.

સિદ્ધાર્થ સાથે એક પથારીમાં સૂતાં એને થતું જાણે બંને વચ્ચે કોઈ અદૃશ્ય શરીર સૂતું છે. ઊંઘમાં એના કાનમાં કોઈ ગણગણતું શોક્ય... શોક્ય... એ ડરીને ઝબકી જતી.

પિન્કી એને મમ્મી કહી વળગી પડતી ત્યારે એના મનમાં સઘળાં દ્વંદ્વ શમી જતા અને નિરાંતની નીંદરમાં સરી પડતી.

* * *

એક દિવસ પિન્કીને શાળામાં મૂકી પાછાં ફરતાં પત્ર મળ્યો.

મામાનો પત્ર. કેટલાં વર્ષે!

ક્યાંય સુધી પત્ર હાથમાં પકડી બેસી રહી. શું હશે પત્રમાં? જે એના સંસારના શાંત જળમાં કાંકરી ફેંકી વલયો પેદા કરશે?

ફાડી નાખું પત્ર? ન રહેવાયું. પત્ર વાંચીને સ્તબ્ધ. ધાર્યું હતું એમ એના પ્રત્યે ધગધગતો રોષ તો હતો જ, પણ છેલ્લે લખ્યું હતું : સ્મિતાની હાલત નથી જોઈ શકાતી. એ તો જાણે લાકડું, ઘણીવાર તો ઓળખે જ નહીં, ખાય ન ખાય. ફોઈ પણ બિચારાં ઘરડાં થયાં, કેમ સાચવે? અમે ક્યાંક મહિલાશ્રમ કે કશેક મૂકી દેવાની તજવીજ કરીએ છીએ, આ બધું તમારા બેનાં પાપે...

અચાનક કોરડો વીંઝાયો હોય એમ વિમલા વલવલી ઊઠી.

ઉપરાઉપર ડૉરબેલ રણકી, સિદ્ધાર્થ હાંફળોફાંફળો દાખલ થયો.

“તારો અર્જન્ટ મૅસેજ! શું થયું વિમુ?”

વિમળાએ સિદ્ધાર્થને પત્ર આપ્યો. એક શ્વાસે પત્ર વાંચી એ વિમળાને તાકી રહ્યો. વિમળાએ ઉતાવળે કહ્યું, “મેં ટૅક્સી બુક કરી છે, હમણાં આવશે. બૅગ ઉતારી આપ, તારાં કપડાં મૂકી દઉં.”

સિદ્ધાર્થે ઉપરના કબાટમાંથી બૅગ ઉતારી.

❑❑❑



# મારું કામ પરકાયા પ્રવેશ જેવું છે : શેખર સેન

☐ સ્વરાંગી સાને ☐ અનુ.: દીપક દોશી

*ગાયક, સંગીતકાર, ગીતકાર, અદાકાર પદ્મશ્રી શેખર સેન હવે તેમનાં નાટકો માટે દેશ-વિદેશમાં જાણીતા છે, પરંતુ તેઓ પોતાને 'ભારતીય સંસ્કૃતિના એક વિદ્યાર્થી' માને છે. કબીર, સુરદાસ, વિવેકાનંદ, તુલસીદાસ અને 'સાહેબ' જેવાં એકપાત્રી નાટકોમાં તેમણે આ સંસ્કૃતિનાં અનેક સ્વરૂપો કુશળતાપૂર્વક દર્શાવ્યાં છે. સ્વરાંગી સાનેએ લીધેલી મુલાકાતના આધારે આ અદ્‌ભુત કલાકારની વાત એમના જ શબ્દોમાં.*

**આ** એક સંક્રમણનો સમયગાળો છે, ગિમિક વપરાશમાં છે. દરેક વ્યક્તિ જૅક ઑફ ઑલ બનવા માગે છે. યૂ-ટ્યૂબનો યુગ છે. તમે એક ચૅનલ પર હોવ ત્યાં, નવથી અગિયાર સેકન્ડમાં બીજો વીડિયો તમને લલચાવવા લાગે છે. ધ્યાન એ તરફ ભટકે છે. આવી સ્થિતિમાં દર્શકોને નાટકના કોઈ પણ એક પ્રયોગમાં બે કલાક સંકળાયેલા રાખવા એ અગત્યની વાત છે. મારી પ્રસ્તુતિમાં કોઈ કસર ન રહે એનું હું પૂરેપૂરું ધ્યાન રાખું છું. એકપાત્રી અભિનય આપવો અઘરો છે. આ સમયગાળામાં એકપાત્રી નાટકોનો અંત આવી રહ્યો છે. શાસ્ત્રીય ગાયકો પોતાના શિષ્યોને સાથે રાખે છે, જેથી વચ્ચે-વચ્ચે થોડા સૂર લઈ શકે, શાસ્ત્રીય નૃત્યમાં પણ સમૂહ સાથે નૃત્ય કરવામાં આવે છે. અહીં ઘણા કલાકારો હોય છે, એટલે એક નબળું પડે તો બીજો તેને સાચવી લે છે, પરંતુ જ્યારે તમે એકલા

બધું કરો છો, ત્યારે તમારે દરેક પાત્ર ચુસ્તતા સાથે કરવું પડે. હું એકપાત્રી ચરિત્ર ભજવું છું.

અદાકારમાં એક ચુંબકત્વ હોય છે, જે પ્રેક્ષકોને જકડી રાખે છે, જેમ એક માતા પોતાના બાળકને પાઠ યાદ કરાવડાવે અને પછી પ્રશ્નરૂપે પૂછે છે, ત્યારે બાળક માતાએ શિખવાડેલા પાઠનું યથાતથ પુનરાવર્તન કરે છે. બાળક એવું નથી વિચારતો કે માતા તો બધું જાણે છે, એણે તો પોતાને શીખવ્યું છે તો મારે શા માટે પુનરાવર્તન કરવું જોઈએ? એ જ રીતે કબીર, તુલસી, સુર કે સ્વામી વિવેકાનંદ વિશે તો સૌ કોઈ જાણે છે, પરંતુ તેને કેટલું રસપ્રદ રીતે રજૂ કરવામાં આવી રહ્યું છે એ મહત્ત્વનું છે. હું જ્યારે કોઈ પાત્ર કરું છું ત્યારે એ પાત્ર વિશે વિચારણા કરું છું. સ્વામી વિવેકાનંદના વિચારો પ્રેરણાદાયી છે. હિન્દુ યોગી કહેવાતા સ્વામીજીના શબ્દો છે કે મંદિરમાં ભગવાનનાં દર્શન કરવાથી કોઈ ફાયદો નથી, રાષ્ટ્ર એ જ મંદિર છે. આ વાતને સાંભળવી, વિચારવી અને ચિંતવી પડશે, તો જ તમે એના હાર્દ સુધી પહોંચી શકશો. કબીરના દોહામાં અનેક સ્તર છે, એને તમને ઉઘાડતાં આવડવું જોઈએ, જેમ કે 'બુરા જો દેખન મૈં ચલા...' આ દોહો બધાને ખબર છે, પણ 'બુરા ન મિલયા કોઈ' કે 'મુઝસે બુરા ન કોઈ' કેટલા લોકો અમલમાં મૂકી શકે છે? એને પણ આચરણમાં મૂકવું પડશે ને!

ભગવાને ૨૪ કલાક આપ્યા છે, તેથી તે ૨૪ કલાકનો કસપૂર્વક ઉપયોગ કરવો જોઈએ. હું દરરોજ સવારે ૩.૩૦ વાગ્યે ઊઠું છું. હું ખેતર માટે નીકળું ત્યારે મારી કારમાં મ્યુઝિક ઑપરેટર સિસ્ટમ્સ વગેરે છે, હું પ્રવાસમાં સ્ક્રિપ્ટ પર કામ કરું છું. આવતી વખતે બાકીની સ્ક્રિપ્ટ પર કામ કરું છું. સમયનો વ્યય થવા દેતો નથી. રસોડામાં કામ કરવું મને ગમે છે. હું સાબુદાણાની ખીચડી, ક્યારેક ઢોસા, ક્યારેક આંબળાનું અથાણું અને ક્યારેક હળદરનો ફેસ-પૅક પણ બનાવું છું. હું દરરોજ સવારે શાસ્ત્રીય ગાયનની પ્રૅક્ટિસ કરું છું. કબીર કહે છે, 'એકૈ સાધે સબ સધૈ.' એ જ રીતે હું એક મોટો રાગ પસંદ કરું છું, એનો અભ્યાસ કરું છું. પછી હું ઠૂમરી-કજરી ગાઉં છું. આને તાલીમ કહે છે. હું મારી તલવારને ધારદાર બનાવવી જોઈએ એ સમજથી પોતાને માંજતો રહું છું. ધાર પણ જરૂરી છે અને ભાર, એટલે કે વજન પણ જરૂરી છે. તમારે અનનાસ કાપવું હોય તો પાતળી છરી કામ નહીં કરે, છરીનું વજન પણ હોવું જોઈએ. એ જ રીતે, કોઈના હૃદયમાં પ્રવેશવા માટે, તમારી પાસે ધારની સાથે સાથે ભાર પણ હોવો જોઈએ. નાટક એ તો પરકાયા પ્રવેશ છે. પાત્રને જીવંત કરવું એટલે શું? એ જ ને કે એ સાક્ષાત્ દેખાવા લાગે. સુધીર ફડકેએ સ્વરબદ્ધ

કરેલું અને લતાજીએ ગાયેલું 'જ્યોતિ કલશ છલકે' ગીત દરેકે સાંભળ્યું જ હશે. એમાં 'જ્યોતિ' શબ્દ છે. અન્ય કોઈ ગાયક હોત તો કદાચ 'જોતિ' ઉચ્ચાર કરત. નરેન્દ્ર શર્માના શબ્દોની શક્તિમાં આ બંનેએ પ્રાણ ફૂંક્યો છે. પ્રાણ ફૂંકવાનો અર્થ શું થાય? ધારો કે તમે તમને ખૂબ ગમી ગયેલી ગણેશજીની મૂર્તિ લાવો છો, પછી તમને લાગ્યું કે હું એને મારા મંદિરમાં પધરાવવા માગું છું, તો તમે પૂજારીને બોલાવી એની પ્રાણપ્રતિષ્ઠા કરો છો. હવે એ માત્ર મૂર્તિ નથી રહી, એમાં ઈશ્વર-તત્ત્વ આવે છે. કલાકારનું કામ પણ આ જ છે કે તે કલામાં પ્રાણ ફૂંકી દે અને તે કરતી વખતે એણે અહંકાર ન કરવો જોઈએ કે આ પ્રાણ મેં ફૂંક્યા છે. મેં રાગ બિહાગ કે બાગેશ્રી નથી બનાવ્યા. મેં ભાષાના છંદોની રચના નથી કરી. દોહાને તે સારા સ્વરોમાં ગાઉં છું, ભાથું તો મારી પાસે પહેલેથી જ છે, હું માત્ર એનું પ્રતિનિધિત્વ કરું છું. હું જે રાગોમાં ગાઉં છું એ પણ મેં રચ્યા નથી, એ તો પહેલેથી જ અસ્તિત્વમાં છે, તો મારે ગર્વ શેનો કરવો? યમન કે ભૂપ પહેલેથી જ છે. એમાં મેં શું કર્યું? દરેક કલાકારની ફરજ છે કે એ પોતાના સમાજને બહેતર બનાવે, એ લેખક હોય તો લેખનથી, અભિનય કરતો હોય તો અભિનય દ્વારા, નૃત્ય કરતો હોય તો નૃત્ય દ્વારા. એ પ્રતિનિધિ છે, વધુ સારું બનાવે છે તો એ કલાકાર છે. જો તે કમાવા માટે કરતો હોય તો તે કલાકાર નથી. શંભુ મહારાજ જ્યારે કથક કરે, ત્યારે આપણે એમની દરેક મુદ્રામાં વારી જઈએ છીએ, ઝાકિર હુસૈનનાં તબલાંમાં પણ એ જ ચુંબકત્વ છે. આ માટે તમારે તમારી પાસે જે પથ્થર છે તેને ઘસીને ઊજળો કરતાં રહેવું પડશે. ભગવાને દરેકના હાથમાં હુન્નરનો પથ્થર આપ્યો છે, તમારે તેને ઘડવો પડશે. તમારી છીણી નિર્મમ હોવી જોઈએ. પોતાની ભૂલોને સુધારતાં આવડવું જોઈએ. આ એક નિરંતર ચાલતી પ્રક્રિયા છે.

હું દરેક શબ્દના ગૂઢાર્થમાં જાઉં છું. શબ્દ તો માત્ર શબ્દ છે, તમે એનો અર્થ જાણી લો તો પણ તમે એનો મર્મ સમજી શકતા નથી, જો તમે એનો મર્મ સમજો, તો ભાવ ખોઈ બેસશો, તમને ભાવ સમજાય તો તમે એના ગૂઢાર્થને ક્યાંથી પામશો? તમારે એના ગૂઢાર્થને પણ શોધવો પડશે.

આપણે ત્યાં શબ્દને બ્રહ્મ કહેવામાં આવ્યો છે, સ્વરને બ્રહ્મ કહેવામાં આવ્યો છે અને એની સાધના કરનારને સાધક કહેવાય છે. એમણે તપસ્યા કરવા માટે હિમાલય જવાની જરૂર નથી, તેઓ કળાની ઉપાસના કરવાવાળા યોગી છે. મહારાષ્ટ્રમાં તુકારામ થયા, પંજાબમાં ગુરુ નાનક થયા, સુર, તુલસી, કબીર ઉત્તર પ્રદેશમાં અને મીરાં રાજસ્થાનમાં થયાં, આ બધાં શબ્દબ્રહ્મની ઉપાસના

કરવાવાળાં હતાં. સ્વામી હરિદાસ નાદબ્રહ્મના ઉપાસક હતા, એમણે હિમાલય જવાની જરૂર નહોતી. એ પણ સમજવા જેવું છે કે જ્યારે અત્યાચાર વધી ગયા હતા, ત્યારે જ સૌથી વધુ ભક્તિગીતો લખાયાં. એ દરમિયાન જ સુર, તુલસી, કબીર, મીરાં, નાનક, ચૈતન્ય મહાપ્રભુનો ભક્તિકાળ આવ્યો.

હું ખૂબ ભાગ્યશાળી છું કે મને શબ્દ અને સૂર બંનેની સેવા કરવાની તક મળી. હું પણ મારી જાતને ભાગ્યશાળી એટલા માટે માનું છું કે મને આવું વાતાવરણ મળ્યું, આવાં માતા-પિતા, શિક્ષકો, સગાંવહાલાં, ભાઈ-બહેન મળ્યાં. હબીબ તનવીરસાહેબ જ્યાં રહેતા હતા ત્યાં જ હું મોટો થયો છું, એનું મારે મન ખૂબ ગૌરવ છે. મારું બાળપણ રાયપુરની કમલા દેવી સંગીત વિદ્યાલયના પરિસરમાં વીત્યું. મારા પિતા અરુણકુમાર સેન અને માતા અનીતા સેન બંને પ્રખ્યાત શાસ્ત્રીય ગાયકો અને શિક્ષણવિદ્ હતાં. પિતા ખૂબ સારા વક્તા, કવિ અને ખયાલ ગાયક હતા. તબલાં પરનું તેમનું પુસ્તક, 'ભારતીય તાલોં કા શાસ્ત્રીય વિવેચન' એક પ્રમાણભૂત પુસ્તક માનવામાં આવે છે. આપણું શાસ્ત્રીય સંગીત ઘટીને સાત-આઠ તાલોમાં સમેટાઈ ગયું છે. પિતાજીએ અનેક તાલોને ઘણા ઊંડાણપૂર્વક પુસ્તકમાં આવરી લીધા છે. પિતા બહુ ઓછું ભણાવતા, પણ ભણાવતા ત્યારે સવારે ૬.૩૦થી રાત્રે ૧૧.૦૦ વાગ્યા સુધી ભણાવવાની પ્રક્રિયા ચાલુ રહેતી. આ દરમિયાન માત્ર પાણી જ પી શકાતું. રડવું આવે તો આંસુ પી શકો.

માતા ખૂબ જ શાંત, પરંતુ મહત્ત્વાકાંક્ષી હતાં. મારો જન્મ મારા મોટા ભાઈ પછી થયો હતો, પણ તેને છોકરી જોઈતી હતી, તેથી મારો ઉછેર છોકરીની જેમ થયો. એણે મને અથાણું, વડી, પાપડ, ભરતકામ એવું બધું શીખવ્યું. હું કાજળ એટલી સારી રીતે લગાવું છું કે મારી પત્ની શ્વેતા પોતાની આંખોમાં કાજળ લગાવવાનું મને કહે છે. તમે મિત્રો, કારકિર્દી, નોકરી બધું પસંદ કરી શકો છો, પરંતુ માતા-પિતા પસંદ કરી શકતા નથી. ભગવાનનું વરદાન છે કે મને આવાં માતા-પિતા મળ્યાં છે. માતાનો અવાજ બંધ થયો તો એણે મા અન્નપૂર્ણાજી પાસે સિતાર શીખવાનું શરૂ કર્યું. આઠ વર્ષ પછી પાછો આવ્યો ત્યારે અવાજ ભારે થઈ ગયો હતો. એણે હાર ન માની. એણે ઠૂમરી ગાવાનું શરૂ કર્યું. એમણે ઘણી ઠૂમરીઓ રચી. મા દરરોજ ત્રીસ-ચાલીસ રચનાઓ સ્વરબદ્ધ કરતી અને એમાંથી માત્ર એક જ પસંદ કરતી, બાકીની ફાડી નાખતી. મા પાસેથી શીખ્યો કે તમે તમારા શ્રોતાને 'ફૉર ગ્રાન્ટેડ' ન લઈ શકો, જ્યારે હું સાત વર્ષનો હતો ત્યારે મેં એ ઉંમરે પહેલી ગઝલ લખી હતી - 'આયે થે તુમ

ખુશી કા પૈગામ લેકર.' હું દસ વર્ષનો હતો ત્યારે મારી માતાએ મને ઠૂમરી કંપોઝ કરવાનું કહ્યું. મેં કંપોઝ કર્યું. એ રીતે જ અનેક દોહા, અવતરણો, મેરુદંડની તાનો ક્યારે શીખી ગયો એની મને ખબર પણ ન પડી. જૌનપુરી અને આસાવરી વચ્ચે શું ફરક છે, એ મને સમજાતું ગયું. સાહિત્યના છંદો, ચોપાઈ અને સોરઠા કઈ રીતે ઉચ્ચારવા તે માટે મારે અલગથી કંઈ શીખવું પડતું નહોતું, ઘરમાં એવું વાતાવરણ હતું કે બધું મારા કાન પર પડતું રહે અને હું શીખતો જ રહ્યો. મારે 'ઠુમકિ ચલત'નો ઉચ્ચાર 'ઠુમકિ' જ કરવો પડે, 'ઠુમક' નહીં, 'ઠુમકી' પણ નહીં. આટલી સૂક્ષ્મ વાતો મને અનાયાસે જ જાણવા મળતી ગઈ. રાયપુરમાં અમારે ત્યાં લચ્છુ મહારાજજી, એન. રાજમજી, લક્ષ્મણ પ્રસાદજી આવતાં રહેતાં અને રોકાતાં હતાં. મેં ગાયનમાં વિશારદ અને સ્નાતકની પદવી મેળવી છે. કલ્યાણદાસજી અને કાર્તિક રામજી આવ્યા તો માએ કહ્યું કે નૃત્ય પણ શીખી લે. હું પાંચ વર્ષ કથક શીખ્યો છું. એ ગુરુજી ધોતી અને બંડી પહેરતા, બીડી પીતા અને મારતા પણ ખરા. એમને લાગતું કે મારપીટથી જ સારો શિષ્ય તૈયાર થઈ શકે. જે ખૂબ માર ખાઈ શકે એ એમની દૃષ્ટિમાં એક સારો શિષ્ય હતો. માર ખાવાની ક્ષમતા પર બધું નિર્ભર હતું. એ સમયે હું ખૂબ રડતો. આટલી બધી છોકરીઓ વચ્ચે એકમાત્ર છોકરો હતો. માએ કહ્યું કે ગમે તેટલી મુશ્કેલી પડે નૃત્ય શીખી લે. એ એવું વિજ્ઞાન છે, જે કામમાં જ આવશે, જ્યારે નાટક શરૂ કર્યાં ત્યારે નૃત્યના પાઠ કામમાં આવ્યા.

આવી નાની-નાની વસ્તુઓ તમને એક અલગ પૉલિશ આપે છે. આ બધી મહેનત મને કામ આવે છે. 'કબીર' નાટકમાં ૨૩ રાગોમાં ૪૫ ગીતો છે. 'સુરદાસ'માં, હું બૈજુ બાવરાને ૨૮ માત્રાનો બ્રહ્મતાલ ધ્રુપદમાં ગાતા બતાવું છું. 'સુરદાસ'માં મારે ૩૬ વખત ગાવાનું આવે છે. અહીં એ રાગો પસંદ કર્યા છે જે તે સમયે ચલણમાં હતા. જેમ કે ભીમપલાસી, બિલાવલ, હમીર, નંદ, ગૌડસારંગ. સ્વામી વિવેકાનંદ શાસ્ત્રીય સંગીત શીખ્યા હતા. મારા 'વિવેકાનંદ' નાટકમાં હું સ્વામીજીને ચૌતાલમાં ધ્રુપદ ગાતા બતાવું છું. 'સાહેબ' નાટકમાં ૨૮ ગીતો છે, હું ટપ્પા અને બહિનાબાઈની ઓળી (મરાઠી છંદ) ગાઉં છું. એ જ રીતે 'તુલસીદાસ'માં હું બાવન જગ્યાએ ગાઉં છું, ૨૭ પાત્રો ભજવું છું. 'વિવેકાનંદ'માં ૨૨, 'કબીર'માં ૩૮. છેલ્લાં ૨૩ વર્ષથી હું એક જ લગન અને એક જ નિષ્ઠા સાથે કામ કરી રહ્યો છું. મારું કામ પરકાયા-પ્રવેશ જેવું છે. સ્ટેજ પર હું શેખર સેન નથી રહેતો, સુર-તુલસી કે કબીર, સ્વામી વિવેકાનંદ બની જાઉં છું. સ્ટેજ પર જતાં પહેલાં હું ગુરુજન,

માતા-પિતા અને હું જે પાત્ર ભજવવાનો હોઉં તેમને પ્રણામ કરું છું. દર વખતે હું કબીરના આનંદમાં, સુર-તુલસીના આનંદમાં ડૂબકી લગાવું છું.

હું ૧૯૭૯માં મુંબઈ આવ્યો હતો. મ્યુઝિક કંપોઝર બનવા માગતો હતો, પરંતુ બે વર્ષમાં જ મને સમજાઈ ગયું કે આ મારું ક્ષેત્ર નથી. મને બે ફિલ્મો પણ મળી, પરંતુ બંને અટકી ગઈ. જ્યારે કોઈનું ગીત બંધ થઈ જાય તો તેને આગળનું કામ મળતું નથી, મને પણ કામ મળવાનું બંધ થઈ ગયું. મને HMV દ્વારા સહી કરવવામાં આવ્યો હતો. રેકૉર્ડિંગના બે દિવસ પહેલાં HMVના સંજીવ કોહલીએ પૂછ્યું કે શું તમે ભજન ગાશો? હું ગઝલ ગાવાનો હતો, ત્યારે હું ૨૪ વર્ષનો હતો. એક રાતમાં છ ગીતો લખ્યાં, કંપોઝ કર્યાં. બે દિવસ પછી જ્યાં ગઝલ રેકૉર્ડ થવાની હતી ત્યાં ભજનો રેકૉર્ડ કરવામાં આવ્યાં. તે પછી ગઝલ-ભજન સહિત અન્ય શૈલીમાં ૧૫૦થી વધુ મ્યુઝિક આલબમ આવ્યાં. સિરિયલ ‘રામાયણ’માં પાર્શ્વગાયન ઉપરાંત ગીતા રહસ્ય સહિત અનેક સિરિયલોમાં સંગીત આપ્યું. એ વખતે ડિસ્કોની લહેર હતી, એ પછી ગઝલની લહેર આવી. બાદ સૂફીનો યુગ આવ્યો. બધા સુફિયાના ગાવા લાગ્યા. જેઓ સુફિયાના કલામને જાણતા નથી તેઓ પણ સૂફી ગાવા લાગ્યા, પરંતુ તમે દરેક નિર્ગુણ ભજનને સૂફી ન કહી શકો.

આપણે બીજાનું અનુકરણ કરવા પાછળ રહીએ છીએ. બીજાનું અનુસરણ કરશો નહીં. મારે જો અનુસરણ જ કરવાનું હોત તો ભગવાન મને ઘેટું બનાવત, પણ જો મને માણસ બનાવવામાં આવ્યો હોય તો મારે કોઈને અનુસરવાની જરૂર નથી. પોતાનો રસ્તો શોધો, નવી વસ્તુઓ અજમાવો. જ્ઞાન એ સતત પ્રાપ્ત કરવાની પ્રક્રિયા છે. કોઈ એમ ન કહી શકે કે હા હવે હું જ્ઞાની થઈ ગયો છું. M.A. ડિગ્રી એટલા માટે આપવામાં આવે છે કે તમારે એનાથી આગળ વધવાનું છે. હું વાયોલિન શીખ્યો અને શીખવ્યું પણ. સંગીતનો શિક્ષક બન્યો, ૧૫ વર્ષની ઉંમરે. ઘણા રાગ જે હું એમ જ શીખ્યો હતો એને વધુ તૈયાર કરીને આવતો. નાની ઉંમરે મારા કરતાં મોટી ઉંમરનાને શીખવવા માટે મારું જાણવું જરૂરી હતું કે કાફી અને સિંધુડામાં શું ફરક છે.

હું બધું શીખ્યો. પ્યારેલાલના પિતા બાબાજી પાસેથી વેસ્ટર્ન નોટેશન શીખ્યો. કૉર્ડ્સ શીખ્યો. કૉર્ડ્સના ચાર્ટ હું પોતે બનાવતો અને ભારતીય સંગીતના ટુકડાઓ પણ પોતે જ તૈયાર કરતો. ૧૯૯૭માં જ્યારે મેં નાટક લખ્યું અને ડૉ. ધર્મવીર ભારતીજીની સામે વાંચ્યું ત્યારે એમણે કહ્યું કે તમારે જાતે અભિનય કરવો જોઈએ.

'અંધાયુગ'ના લેખક, આટલા મહાન નાટ્યકાર, આ વાત કહેતા હતા તેથી મેં એને ગંભીરતાથી લીધી અને મેં

મારાં નાટકોમાં જાતે અભિનય કરવાનું શરૂ કર્યું. ૧૯૯૮માં 'તુલસીદાસ' લખ્યું, જેનું મેં જ નિર્દેશન કર્યું અને અભિનય પણ કર્યો અને પ્રક્રિયાનો આરંભ થયો. ૨૦૧૫માં, તત્કાલીન રાષ્ટ્રપતિ પ્રણવ મુખર્જીએ પદ્મશ્રીથી નવાજ્યો અને બે મહિના પછી સંગીત નાટક અકાદમીના અધ્યક્ષ તરીકે ચૂંટાયો. અકાદમીના મારા અધ્યક્ષપદ દરમિયાન મેં કોઈ શુદ્ધ શાસ્ત્રીય કાર્યક્રમ જોયો ન હતો. નૃત્ય હોય કે પપેટ શો દરેકમાં ફ્યુઝન જોવા મળે છે. આ સંક્રમણનો સમયગાળો છે, પરંતુ જ્યારે ઈશ્વર કામ કરાવવા માગે છે, ત્યારે શક્તિ, ભક્તિ અને સંજોગો બધું ઊભું કરી આપે છે. મેં મારું કામ ઈમાનદારીથી કર્યું અને વર્ષના ૩૬૫ દિવસ કર્યું. હું ફક્ત સંગીતમાં જ વિચારી શકું છું. મને લાગે કે પંખો ગંધારમાં ચાલી રહ્યો છે. ફોન પર ધૈવત આવી રહ્યો છે. હું સંગીત વિના જીવી શકતો નથી. આપણા બધાની અંદર સંગીત ભરેલું છે. આપણા હૃદયના ધબકારા પણ લયમાં ચાલે છે. મેં મારી જાતને આ રીતે ઓળખી છે કે મારી ધાતુ તાંબું છે. તમે જો દરરોજ તાંબાને ધોતા રહો તો એ કાળું નહીં થાય, નહીં તો તે કોલસાની જેમ કાળું થઈ જશે અને જો તમે એને રોજ ધોતા રહો તો તે સોના કરતાં વધુ ચમકશે. હું દરરોજ રિયાજ કરું છું, કારણ કે મારાં નાટકોમાં બધું હું જ કરું છું. હું જ લખું છું, સંગીત પણ હું જ આપું છું, ગાવાનું પણ મારે જ હોય છે અને મેકઅપ મૅન પણ હું છું. મેકઅપ મૅન ઘણી વાર ઉતાવળમાં હોય છે અને દરેક પ્રયોગમાં તેમની પોતાની શૈલીમાં મારો ચહેરો રંગી નાખતા હતા, એથી મેં મારો પોતાનો મેકઅપ કરવાનું શરૂ કર્યું.

વિગ ધોવાના ૬૦૦ રૂપિયા લાગે છે, નકલી દાઢી ૩૦૦ રૂપિયામાં ધોવાય છે, થિયેટર ચાલીસ હજાર જેટલા રૂપિયા ભાડું લે છે, પછી લાઇટ્સ, કૉસ્ચ્યુમ, સાઉન્ડનો ખર્ચ અલગ છે, પણ સ્પૉન્સર મળતા નથી. હું હવે તેમની પાછળ દોડતો પણ નથી, પરંતુ પ્રેક્ષકોએ સમજવું જોઈએ કે એક નાટક કરવા માટે આટલો ખર્ચ થાય છે, તેથી તમારા તરફથી કંઈક અવશ્ય આપો. માત્ર નાટક જ નહીં, નૃત્ય-સંગીત વગેરે જોવા જાઓ ત્યારે આર્થિક મદદ અવશ્ય કરશો. પરિવાર સાથે મલ્ટિપ્લેક્સમાં જઈએ તો સહેલાઈથી હજાર-બે હજાર રૂપિયા ખર્ચીએ છીએ, અફસોસ નથી થતો, પણ બસો કે ત્રણસોમાં નાટકની ટિકિટો ખરીદવાનો ખર્ચો આપણને ભારે પડે છે. હું મારાં નાટકોનું પારિશ્રમિક વધુ રાખું છું, જેથી હું ઓછા પ્રયોગો કરું અને ગુણવત્તા જાળવી શકું. ભલે ઓછા શો કરું, પણ હું જે આપું છું તે પૂરી ઊર્જા સાથે આપું છું, તો પણ ટિકિટો વેચાતી નથી, ખરચો તો એટલો લાગે છે, એટલે હું ફકીર થઈ ગયો છું.

**('ભવન્સ નવનીત'માંથી સાભાર)**



# કંકુ છાંટીને વિડિયો મોકલ્યો....

☐ આનંદિતા રૈયાણી

**'લગ્ન'** શબ્દ સાંભળતાં તમારા મનમાં શું વિચાર આવે? Marriages are made in heaven આવું સાંભળ્યું હતું. આ વાક્યમાં અમને હંમેશાં દોષનો ટોપલો ઉપરવાળા પર નાખી દેવાની ઉદાર ભાવના જ લાગતી! હવે સાવ એવું નથી લાગતું! એમનાય 'પાર્ટનર ઇન ક્રાઇમ' નીચે પણ છે જ! હમણાં-હમણાં બહુ બધાં લગ્નમાં હાજરી આપીને અમ જેવા મરજીવાને થોડાં જ્ઞાનરૂપી મોતી હાથ લાગ્યાં છે!

કોરોના પહેલાં પણ લગ્નો તો થતાં પણ આવી આનંદની હેલી ઊઠતી અમે જોઈ નથી. લગ્નનો ભાર બધાના ચહેરા પર વર્તાતો. કોરોનાએ લોકોને કેટલુંય નવું શીખવાડ્યું છે, જેમ કે વાળ કાપતાં, ગાંઠિયા બનાવતાં, મીઠાઈ બનાવતાં, ઑનલાઇન કામ પતાવતાં , ઑનલાઇન લગ્ન ગોઠવતાં અને બચી ગયા પછી જીવનને ભરપૂર માણતાં પણ...

કોરોનાકાળમાં અમે પહેલીવાર ઑનલાઇન લગ્ન પણ અટેન્ડ કર્યાં હતાં, સાચું કહું તો અમને તો એ ખૂબ ગમ્યાં હતાં. આવાં લગ્નથી અમારી

આળસવૃત્તિને ઉત્તેજન મળતું હતું એટલે અમને તો 'ભાવતું હતું ને વૈદે કીધું' એવું થયું હતું! તૈયાર થવાની ઝંઝટ નહીં, શું પહેરવું એની મૂંઝવણ નહીં, ફરજિયાત કોઈ પાસે બેસી રહેવાની પળોજણ પણ નહીં! આ તો एक पंथ दो काज જેવું હતું. વચ્ચે બે-એક વર્ષ ભલે મર્યાદિત સ્નેહીજનો વચ્ચે 'ઐક્યોત્સવ' ઊજવાતો રહ્યો, પણ હવે પ્રસંગો પાછા એની મૂળ રંગતમાં આવતા જાય છે. પહેલાં અમને લાગતું લગ્નમાં ફેરાની વિધિ જ સૌથી વધારે મહત્ત્વની છે, પણ હમણાં-હમણાં અમારા સામાન્ય જ્ઞાનમાં વધારો થયો છે! હવે અમને સમજાયું છે કે લગ્નમાં ફેરા અને અણવર જેટલું જ મહત્ત્વ પ્રિ-વેડિંગ ફોટોગ્રાફી અને વિડિયોગ્રાફી પણ ધરાવે છે!

વર્ષોથી ચાલ્યા આવતા બીબાઢાળ લગ્નપ્રસંગને પ્રિ-વેડિંગથી ચાર ચાંદ લાગ્યા છે એ તો હકીકત છે. પ્રામાણિકતાથી ઘણી શોધખોળ કરવા છતાં પણ અમે આ ક્રાંતિના જનકનો પત્તો મેળવી શક્યાં નથી! મન તો પૂછે છે કે

कौन है वो कौन है वो कहां से वो आया?
चारों दिशाओं में तेज सा वो छाया...

બાહુબલીના રાગમાં ગાવું! ( આવી સૂચના અમે ભજનાવલીમાં વાંચેલી એટલે અમને થયું કે કહી દઈએ, જ્ઞાન તો વહેંચવાથી જ વધે ને! ભલેને બીજાંનેય પ્રેરણા મળે!) અમને મનમાં ઊંડે-ઊંડે એવું લાગે છે કે એ નક્કી કોઈ ઉત્સાહી, બુદ્ધિશાળી અને સર્જનાત્મકતાથી ભરેલા ફોટોગ્રાફર જ હોવા જોઈએ, નહીં?

પહેલાંના સમયમાં તો ઘરના અંગત સભ્યોનાં લગ્ન પણ બે-એક જોડી કપડાંમાં પતી જતાં, પણ હવે જમાનો બદલાયો છે. હવે તો કંકોત્રીમાં જ બધી વિગતો આપી દેવામાં આવે છે, જેમ કે મેંદીમાં લીલા, પીઠીમાં પીળા, માંડવામાં બાંધણી, દાંડિયારાસમાં ચણિયાચોળી અને લગ્નમાં પટોળાં ફરજિયાત બન્યાં છે! અહીં પણ અમે આ ફેશનેબલ ક્રાંતિના સંસ્થાપક વિશે કંઈ જ આધારભૂત માહિતી મેળવી શક્યાં નથી. અરે! નામ સુધ્ધાં જાણી શક્યાં નથી, એનો અમને અફસોસ છે! અમારી જિજ્ઞાસાવૃત્તિ એ કોણ હશે એ વિશે અમને ઘણી મથામણ પણ કરાવે છે, પણ નેતાઓ જેમ એક સૂરમાં નથી બોલતા એવી જ હાલત અમારી જિજ્ઞાસાવૃત્તિની પણ છે! કંઈ નિવેડો આવતો નથી. બસ, અમારી જિજ્ઞાસુ નાવડી હાલકડોલક થાય છે! કોઈ વાર અમને લાગે છે કે એ કદાચ સાડીઓના વેપારી પણ હોઈ શકે! શું કહો છો?

બાળકોને શાળાએ મૂક્યાં ત્યારે પ્રિ-સ્કૂલ શબ્દ સાંભળ્યો હતો અને હવે પ્રિ-વેડિંગ. હવે તો એટલું બધું સાંભળ્યું કે નિશાળમાં બોલાવતાને એ ઘડિયાની જેમ જ બધું પાકું થઈ ગયું છે! કંકોત્રી આવે એટલે પહેલું કામ

થીમ પ્રમાણે કપડાંનો મેળ પાડવાનો હોય છે! આપણે કદાચ કામમાં ભૂલી જઈએ તો? કદાચ એવું વિચારીને જ નિમંત્રકો આપણને હાથવગા હથિયારથી (એટલે કે મોબાઇલમાં) નાના-નાના વિડિયો મોકલીને પ્રહાર કરતા હોય છે! જેને ઑફિશ્યલી ટીઝર કહેવામાં આવે છે! આમાં હેશટેગ things to know સમજવાનું છે! જેને વિધિવત્ ફુલ નેટવર્ક હોય અને આપણે સાવ નવરા હોઈએ ત્યારે જ મુહૂર્ત જોઈને રિલીઝ કરવામાં આવે છે!

'કંકુ છાંટીને વિડિયો મોકલ્યો...' એમ પણ કહી શકાય!

આખો પરિવાર તમને આ બધું વ્હૉટ્સઍપ પર મોકલે ત્યારે ગાવાનું મન થાય,

કંકુ છાંટીને વિડિયો મોકલ્યો...

બેની તારા કાકા મોકલે ને (વિડિયો હો) મામા મોકલે...

બેની તારા ફઈબાનો હરખ ના માય...

અમને વિડિયા મોકલે...!

સામાન્ય રીતે 'ટેન ડેઇઝ ટુ ગો'થી આ પ્રક્રિયાનો વિધિવત્ પ્રારંભ થતો હોય છે! આમાં ફોટોગ્રાફર ટોળકી આપણને પ્રાચીન અને અર્વાચીન યુગની ઝાંખી કરાવતા હોય છે! બાલકૃષ્ણની લીલાઓ જોઈને જેમ ભક્તો અપાર આનંદ અને ખુશી અનુભવે એવો જ અનુભવ આપણને થાય એ ઉમદા ભાવથી આ બધું આપણને મોકલવામાં આવતું હોય છે! તમારી આસ્થા અને શ્રદ્ધા બળવાન હોય તો તમને ઓછામાં ઓછા દસેક દિવસ તો આ દુનિયા ખૂબ સુંદર લાગી શકે.

આવા વિડિયો ખૂબ મજાના હોય છે. જો એ જોઈને આપણને થોકબંધ આશ્ચર્યો થાય તો એ તદ્દન સ્વાભાવિક છે! અમને આવી પ્રણાલી પ્રત્યે પારાવાર શ્રદ્ધા છે, પણ જિજ્ઞાસુ હોવાના સદ્‌ગુણ હોવાને કારણે અમને વિડિયો જોઈને ઘણા બધા સવાલો થાય છે, જેમ કે આ લોકો ત્યાં બ્યુટી-પાર્લરવાળા અને હેર-સ્ટાઇલિસ્ટને પણ આટલા દિવસ લઈ ગયા હશે? આવાં મસ્ત લોકેશન આ લોકો કેવી રીતે શોધતા હશે? કેટલા ટેકમાં આ બધું ઓકે થતું હશે? આટલાં બધાં મૅચિંગ કપડાં આ લોકો ક્યાંથી લાવ્યાં હશે? હવે એ લોકો હંમેશાં મૅચિંગ કપડાં જ પહેરશે? આવા-આવા આઇડિયા કેવી રીતે મળતા હશે? આટઆટલી જગ્યાએ આ લોકો કેવી રીતે ગયા હશે? આવા તો કેટલાય વણઉકેલ્યા કોયડાઓ અમને પજવે છે! અમે અમારી સ્વભાવગત નબળાઈને કારણે પૂછી શકતા નથી એટલે આ સવાલો અનુત્તર રહી જાય છે!

પાર્ટી પ્લૉટની બહાર જ વર-કન્યાના આલા ગ્રાન્ડ કટ-આઉટ રાખેલ હોવાથી આપણને કયા પાર્ટી પ્લૉટમાં જવાનું એ શોધવું ક્યારેક સહેલું અને ક્યારેક અઘરું પણ પડે છે. જો આપણે વર-

કન્યાને મેકઅપ વગર પણ જોયાં હોય તો આપણા માટે મામલો થોડો ગૂંચવાય પણ ખરો! પણ આ સમયે જો આપણે એમને ક્યારેય રૂબરૂ મળ્યા ન હોઈએ અને માત્ર ફોટા જ જોયા હોય તો આપણા માટે સહેલું પડતું હોય છે! આપણે મૂંઝાયા જ હોઈએ અને ત્યાં જ જરાક આગળ વધતાં જ આખા પરિવારનો ફુલ મેકઅપ સાથે મેક-ઓવરવાળો એચડી ફોટો આવે એટલે સમજવાનું કે આપણે સાચા રસ્તે છીએ!

આપણે આજુબાજુ નજર દોડાવીએ પણ આપણને નિમંત્રક દેખાય કે ન દેખાય, પણ એમની હેતાળ નજર આપણને શોધી જ લે. આપણને સરસ મજાના સોફામાં બેસાડીને તે પાછા આપણા જેવા બીજા મહેમાનોની સ્વાગત-સરભરામાં લાગી જાય. એ સમયે પાર્ટી પ્લૉટમાં લાગેલી મોટી સ્ક્રીન પર સગાઈના ફોટા અને પેલા પ્રિ-વેડિંગના વિડિયો ચાલુ હોય એટલે આપણને જરા પણ કંટાળો આવતો નથી!

ટ્રેલર જોયા પછી ફિલ્મ આવે અદ્દલ એવી જ રીતે આપણે જે બધાં ટીઝર જોયાં હોય એના અનુસંધાનવાળા વિડિયો આપણને પ્રસંગના દિવસે જોવા મળે છે. પહેલાં સગાઈ-લગ્નના આલબમ જોવા હોય તો ઘરે જવું પડતું, પણ હાશ! હવે એવું રહ્યું નથી! જો આપણે સમયસર એટલે કે જમવાના સમય કરતાં થોડા વહેલા જઈએ તો આ બધું આપણને એક કરતાં વધારે વખત પણ જોવા મળી શકે, જેવાં આપણાં નસીબ!

આપણે જોઈ-જોઈને બધું જ પાકું કરી લીધું હોય અને આપણા પેટમાં બિલાડા પણ બોલતા હોય ત્યારે આપણા જેવા બીજા મહેમાનોય ત્રાંસી નજરે જમવાનું શરૂ થયું કે નહીં એ જ જોતા હોય છે! બધાને ઇંતેજારી હોય કે હવે વર-કન્યા ક્યારે આવશે? ક્યારે 'સ્પેશ્યલ પર્ફોર્મન્સ' આપશે અને ક્યારે જમવાનું શરૂ થશે? બધું ક્રમમાં ગોઠવેલ હોવાથી બધાને આવો વિચાર આવે તો સ્વાભાવિક જ કહેવાય ને!

શાળા અને એમાં ચાલતી પ્રવૃત્તિઓ વિદ્યાર્થીઓના સર્વાંગી વિકાસમાં મદદરૂપ થતી હોય છે એવી રીતે આવા બધા સમારંભો પણ આપણને જાણે-અજાણે ઘણું શીખવતા હોય છે! આવા સમારંભોમાં હાજરી આપીને મનુષ્યના ગુણોમાં નોંધપાત્ર વધારો થાય છે! અનુભવની એરણે ચકાસ્યા પછી જ અમે આ વાત સ્વીકારી છે જેની નોંધ લેવા વિનંતી! જેમ કે નિરીક્ષણનો, પ્રશંસાનો, ધીરજનો અને આટલું ઓછું હોય એમ સહનશીલતાનો ગુણ પણ આવે છે અને જો એ ગુણ જાતક પાસે પહેલેથી જ હોય તો એ નિખરે પણ છે!

આ બધું યાદ કરતી વખતે અમને સમજાય છે કે સમારંભોમાં અમારું સમગ્ર

ધ્યાન સ્ત્રીઓ તરફ હોવાને કારણે અમે પુરુષો વિશે નોંધપાત્ર માહિતી તો મેળવી જ નથી! આ માટે માફી માગવી કે નહીં એ બાબતે અમે અવઢવમાં છીએ! અમે સાચા અર્થમાં દુર્લક્ષ સેવ્યું છે, તમે એમ પણ કહી શકો! અમે જાતઅનુભવે એટલું શીખ્યાં કે સ્ત્રીઓ માત્ર અને માત્ર સ્ત્રીઓ માટે જ તૈયાર થાય છે! કેમ કે તેમને કોણે, કોના પ્રસંગે, કયા દિવસે શું પહેર્યું હતું એ બધું બધાંને યાદ હોય છે! એટલે આ આખો મામલો (તૈયાર થવાનો!) ચૅલેન્જિંગ હોય છે! આપણી પાસે શું-શું છે એ આપણા કબાટ સિવાય પણ ઘણાબધા લોકોને ખબર હોય છે! આપણા કબાટના હમરાઝ કેટલા છે એ જાણ્યા પછી જ કદાચ આ જટિલ સમસ્યાનો ઉકેલ આવી શકે! સામે પક્ષે પુરુષોને તેમણે પોતે ગઈકાલે શું પહેર્યું હતું એ પણ યાદ નથી હોતું! એટલે કદાચ એ લોકોમાં તૈયાર થવાની પ્રક્રિયા જોઈએ એટલું મહત્ત્વ નહીં ધરાવતી હોય એવું અમે આપમેળે તારણ કાઢ્યું છે! અમારી માન્યતા છે કે સુંદર સાડી અને ઘરેણાં જોવાથી આપણા સમયનો સદુપયોગ થાય છે, પણ જો તમને આમાં રસ ન પડે તો વર-કન્યાના આગમનની પ્રક્રિયા તમને વસમી લાગી શકે!

આખરે આપણી આતુરતાનો અંત આવે આકાશમાં રંગબેરંગી ફટાકડાનો ઝગમગાટ ફેલાઈ જાય, ઢોલના તાલ સાથે સૂર મિલાવતા ગાયક વૃંદના સુમધુર અવાજો સાથે. ધરતી સાઉન્ડ સિસ્ટમના પ્રતાપે ધ્રૂજતી લાગે, નાસાના અવકાશયાનમાંથી છૂટી ગ્યું હોય એવું એક સાધન (ડ્રૉન) તમારી આજુબાજુ ચકરાવા લેવા માંડે અને મહેમાનુ ઊભા થઈ જાય અને આપણને કંઈ ન દેખાય તોય દાંત કાઢી-કાઢીને આપણું મોઢુંય દુખવા મંડે તંયે એ પાર્ટી પ્લૉટની માલીપા વર-કન્યાનાં પગલાં પડે બાપ!

દર્શનનો લાભ લઈ કો'ક-કો'ક મહેમાન બેસી જાય પછી આપણને આ અદ્‌ભુત નજારો જોવા મળે! આપણે જેને દસ-દસ દિવસથી ટીઝરમાં હીરો-હીરોઇન તરીકે જ જોયાં હોય એ તો સાવ હાથવેંતમાં લાગે, આપણે તેમને કંઈ કેટલુંય પૂછવું હોય, જાણવું હોય, પણ આપણી આવી વિચારશીલ યાત્રા અટકે ત્યારે આપણને ખબર પડે કે હવે આખા પરિવારનો ડાન્સ આવવાનો છે! આ વિશે તો ટૂંકનોંધ નહીં, નિબંધ લખવો પડે!

આ આખો કાર્યક્રમ ખૂબ મજાનો હોય છે.

મનથી યુવાન હોય એ બધાં ખૂબ આનંદ-કિલ્લોલ કરતાં હોય છે. મનથી 'ગયઢા' હોય એ બધાંયના તોબરા થોડા-થોડા ચડી ગ્યા હોય છે.

તેમને લાગે છે 'હે ભગવાન! શું જમાનો આવ્યો છે? જમાના પ્રમાણે રહેવું પડે' એવું કહેતી વખતે તેમનું દર્દ તેમના ચહેરા પર વ્યક્ત થઈ જાય

છે, પણ નવી પેઢી ખૂબ જ પારદર્શી, આશાસ્પદ અને ઉત્સાહી દેખાય છે. તેમને પોતાના પ્રસંગને માણતાં અને ખુશ રહેતાં બંને આવડે છે એ જોઈને આનંદ થાય છે. આપણી ખુશીને બાજુવાળાની કોણીના ઠોસાથી જબરદસ્ત બ્રેક લાગે છે! આપણે આશ્ચર્યચકિત થઈ તેમની સામે ડોળા ફાડીને પૂછીએ કે શું થયું? એટલે આપણને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાય કે જમવાનું તો ક્યારનું શરૂ થઈ ગયું છે! એવા સમયે જમાનાની બુરાઈની, ટ્રેન્ડી સાડીની, મોંઘાં ઘરેણાંની, કોઈના ડાયેટિંગની, કોઈના નવા સાહસની અથવા આપણી સુંદરતાના વખાણ કરતી વાતો પણ આપણા પગને ભોજનના કાઉન્ટર તરફ જતાં રોકી શકતી નથી, એ હકીકત છે! એક અદૃશ્ય શક્તિ આપણને કાઉન્ટર તરફ દોરે છે અને થાય છે કે ભગવતીકુમાર શર્માની માફી સાથે બધાંને કહી દઈએ કે...

અમે વાડી વચ્ચે જમણવારના માણસ
પિત્ઝા-ભજિયાંની ભવ્ય ઘટનાના માણસ

મીઠાઈના માણસ, ફરસાણના માણસ
અમે અમારી સમસ્યાના માણસ

ભરત કોઈ ગૂંથતું રહે વિડિયાનું
અમે વચ્ચે દેખાતા મેસૂબના માણસ

મળી આજીવન કેદ આ વાડી પ્રદેશે
હતા આપણે મૂળ ચટાકાના માણસ.

❑❑❑



# મથામણ

☐ બાદલ પંચાલ

**સં**કેતને ખ્યાલ પણ નહોતો કે એ જંગલમાં ખૂબ અંદર સુધી પહોંચી ગયો હતો. જે રીતે આખા વિશ્વમાં ફેલાયેલા પોતાના પ્રકાશને સમેટીને સૂરજ પશ્ચિમ ભણી આથમવા જઈ રહ્યો હતો, એ જ રીતે સંકેત આ વિશ્વમાં ફેલાયેલા પોતાના હોવાપણાની સાક્ષી પૂરતા ટુકડાઓને સમેટીને આ જંગલમાં પ્રવેશી રહ્યો હતો. જંગલ વધુ ને વધુ ગાઢ બનતું જતું હતું, પણ સંકેતના પગ થંભવાનું નામ નહોતા લેતા. તેને આ દુનિયાથી ખૂબ દૂર નીકળી જવું હતું. એટલું દૂર કે જ્યાં આ દુનિયાની હવા પણ પ્રવેશી ન શકે.

પાંત્રીસ વર્ષની ઉંમરે પહોંચતાં સુધી તો તે આ દુનિયાથી કંટાળી ગયો હતો. પોતાના જ વિચારોથી થાકી ગયો હતો. તેને લાગતું હતું કે અહીં જીવતો દરેક માણસ તે ખરેખર અહીં નહીં, પણ કશીક બીજી જ દુનિયામાં જીવી રહ્યો છે, આ દુનિયામાં તો ફક્ત તેનું શરીર જ આંટા મારી રહ્યું છે. આ વિશ્વના વિશાળ વટવૃક્ષ પર સૌ પોતપોતાની માન્યતાઓની, સમજણની ડાળી પકડી ઝૂલી રહ્યા છે. પકડી રાખેલી ડાળીથી હાથ છોલાયા છે, પણ કોઈ હિસાબે તેઓ ડાળી છોડવા તૈયાર નથી.

તે જોઈ શકતો હતો કે અહીંનો દરેક માણસ પરાધીન છે. સંસારમાં રહેતો માણસ સમાજની શરતોને આધીન તો અસંસારી શાસ્ત્રોની શરતોને આધીન છે.

કળારસિકો કળાને, ધાર્મિક લોકો ધર્મને, રાજકારણી ભ્રષ્ટાચારને, યુવાનો વ્યસનને, વૃદ્ધો બીમારીને, સ્ત્રીઓ ઈર્ષ્યાને, પ્રેમીઓ પ્રેમને અને ભક્તો ભજનને આધીન છે.

પણ તેને આધીનતાના ઓથ તળે જીવવું નહોતું. નિયમો અને બંધનો તેને સ્વીકાર્ય નહોતાં. તેને કાંઠા તોડીને વહેવું હતું પણ... છેલ્લાં કેટલાંક વર્ષોથી તેનું જીવન એકધારું થઈ ગયું હતું. બધું જ નીરસ અને ઉદાસીન લાગતું હતું. સવારથી સાંજ ઑફિસમાં અને રાત્રે મોબાઇલના કે પછી લૅપટૉપના ઇન્ટરનેટની આભાસી દુનિયામાં જીવવું તેને આકરું થઈ પડ્યું હતું.

સોશિયલ મીડિયા પર પોતાની આનંદિત પળોના ફોટો શૅર કરતા લોકો તેને આ દુનિયાના લાગતા નહીં, કારણ કે આવી મોજ માણતા લોકો તેને કદીયે મળ્યા નહોતા. ક્યારેક તો તેને આ દુનિયા નકલી લાગતી. અહીં ઘટતી દરેક ઘટના, અહીં જીવતા દરેક સજીવો, અહીં પાંગરેલી કુદરત બધું જ કોઈ મીઠા જૂઠાણાં જેવું લાગતું. જેને મમળાવવું તો ગમે, પણ એ સત્યતાથી ખૂબ દૂર હોય.

એક સમયે પોતાની જાતને પામવા, ઓળખવા તેણે ખૂબ પ્રવાસ કર્યો હતો અને અંતે એકધારા પ્રવાસથી થાકીને તેણે પ્રવાસ કરવાનું છોડી દીધેલું અને મુંબઈ જેવા શહેરમાં રહેવા આવી ગયો હતો. થોડા જ સમયમાં મુંબઈની ઝાકઝમાળ તેની દૃષ્ટિને વીંધવા લાગી હતી, મુંબઈની ભીડમાં તે ગૂંગળાવા લાગ્યો અને એક રાતે તેણે મુંબઈ પણ છોડી દીધું હતું. પછી તો તે પુસ્તકોના, સંગીતના, ફિલ્મના, વીડિયો ગેમ્સના, સોશિયલ મીડિયાના, હિમાલયના, પુરાણોના, અધ્યાત્મના, ધ્યાનના અને અંતે પ્રેમના શરણે સુધ્ધાં જઈ આવ્યો, પણ જૂઠાણાંના ઝાકળ સિવાય કશું જ હાથ લાગ્યું નહીં. તેને લાગ્યું કે આ બધું જ અંતે તો આ જૂઠાણાંમાં મનોરંજન કરતા વિકલ્પો માત્ર હતા. જેમાંથી તેને કંટાળા અને થાક સિવાય કશું જ ઊપજતું નહોતું.

જંગલમાં સતત બે કલાક જેવું ચાલ્યા પછી તેને થાક લાગ્યો. નજીકમાં જ વહેતા ઝરણાંનો અવાજ આવતાં એ ઝરણાની દિશામાં ચાલ્યો. રાત થવા આવી હતી એટલે વિચાર્યું કે ઝરણા પાસે જ કોઈ સારી જગ્યા જોઈને ત્યાં ટૅન્ટ બાંધી દેશે. ઝરણા તરફ જતાં-જતાં તે વિચારી રહ્યો કે પોતાનો કહી શકાય એવો કોઈ સંબંધ તેને મળ્યો નહોતો. એકવાર પ્રેમ કરેલો એ પણ જૂઠની પરિક્રમા કરતો દૂર જતો રહ્યો હતો.

એક વાત તે સમજી શકતો હતો કે જૂઠાણાંની ધરી પર ફરતી આ દુનિયાના પાયામાં ભય હશે તો જ અહીં સજીવો જીવી શકશે.

તેને ડાર્વિનની 'સર્વાઇવલ ઑફ ધ ફિટેસ્ટ' થિયરીમાં પણ ભરોસો નહોતો. તેને લાગતું કે વાઘ હરણને પકડવા હરણથી વધુ દોડે છે, કારણ કે એને ભય છે કે એ હરણને પકડી નહીં શકે

તો એ ભૂખે મરશે અને હરણ એટલે ભાગે છે કે એને ડર છે કે એ ભાગશે નહીં તો મોતના મોંમાં ધકેલાશે. અંતે બંનેની દોડ ભયથી ઉદ્ભવે છે; એટલે જે ફિટ છે એ પોતાનું અસ્તિત્વ ટકાવી શકે છે એવું નથી, પણ જે સૌથી વધુ ભયમાં છે, જે ડરે છે એ પોતાનું અસ્તિત્વ ટકાવી શકશે.

એ ઝરણા નજીક પહોંચ્યો, ખોબો ભરીને પાણી પીધું. પોતાનો રસ્તો કરીને વહેતું ઝરણું તેને ગમ્યું.

ઝરણાની પાસે પોતાનો કેમ્પિંગ ટેન્ટ બાંધીને સૂતાં-સૂતાં તે આકાશમાં પથરાયેલા તારાઓને જોઈ રહ્યો. તેને યાદ આવ્યું કે નાનપણમાં રાત્રે અગાસી પર સૂવાના ટાણે તેનાં દાદી જ્યારે વાર્તાઓ કહેતાં ત્યારે તે આમ જ સૂતાં-સૂતાં આકાશના તારાઓને નિહાળતો. દાદીની વાર્તાઓ પછી આકાશમાં આકારિત થતી અને તે કોઈ ફિલ્મની જેમ એને જોયા કરતો.

તેને લાગ્યું કે તે જે અત્યાર સુધી જીવી રહ્યો હતો એ અસત્ય હતું, કારણ કે એમાં કંપન હતું અને તેણે સાંભળેલી વાર્તાઓ સત્ય છે, કારણ કે એમાં કલ્પન છે.

તે રાત્રે સૂતાં-સૂતાં તેણે ઇચ્છ્યું કે આજે રાત્રે ઊંઘમાં જ તે બ્રહ્માંડની અસંખ્ય દુનિયાઓમાંની કોઈ દુનિયામાં જતો રહે તો કેટલું સારું.

મધ્યરાત્રિએ તેણે ઊંઘમાં અનુભવ્યું કે કોઈ અલૌકિક શક્તિને આધારે તે પોતાના શરીરની બહાર નીકળી રહ્યો છે, શરીર ઊંઘમાં છે પણ એની ચેતના જાગ્રત છે. એ અલૌકિક શક્તિનો વિરોધ કર્યા વિના એની સાથે નીકળી પડે છે અને બીજી જ ક્ષણે તે પોતાને પોતાના ચૈતસિક શરીર સાથે કોઈ બીજા વિશ્વમાં પહોંચી ગયેલો અનુભવે છે.

અહીં તે જુએ છે કે પોતે એક જંગલની વચ્ચોવચ છે, દૂરથી બે મહાકાય હાથીઓ જંગલનો કચ્ચરઘાણ કાઢતા પોતાની તરફ આવી રહ્યા છે. એવામાં એક ઝાડ પરથી ખિસકોલી દોડીને આવે છે અને બંને હાથીના માર્ગમાં પોતાના આગલા બે પગ ઊંચા કરીને તેમને રોકવાનો પ્રયાસ કરે છે. બંને હાથીઓ પોતાની ધૂનમાં વિધ્વંસ કરતાં જ્યારે ખિસકોલી નજીક પહોંચે છે ત્યારે ખિસકોલી પોતાના નાના હાથેથી તેમને પકડીને એકને પૂર્વ તરફ તો એકને પશ્ચિમ તરફ ફંગોળી દે છે.

સંકેતનું ચૈતસિક શરીર આ જોઈ રહે છે અને આગળ વધે છે.

વેરાન લાગતા સ્થળના એક ખૂણે એક ઝૂંપડી આગળ તેને પેલી ખિસકોલીએ ફગાવેલો હાથી પડેલો દેખાય છે. એ ઝૂંપડીમાંથી ઝાડુ કાઢતી એક ડોસી બહાર આવે છે અને પેલા હાથીને જોઈને 'આ પથ્થરનો ઢેફો અહીં ક્યાંથી આવ્યો?' એવું બબડતી ઝાડુના એક ઝાટકે તે હાથીને જોજનો દૂર ફેંકી દે છે.

થોડીવાર પછી ડોસી ઝૂંપડીમાંથી સો ઘડા એકની ઉપર એક માથે ઊંચકીને તળાવે પાણી ભરવા નીકળે છે. સંકેત

તેની પાછળ-પાછળ જાય છે.

રસ્તે બે યુવાનો તલવારબાજી કરતા દેખાય છે. તેમાંથી એક ડોસીને રોકે છે અને કહે છે કે અમે છેલ્લા એક મહિનાથી લડી રહ્યા છીએ, પણ હાર-જીતનો કોઈ ફેંસલો આવતો નથી. તમે અહીં રોકાઈને અમારી લડાઈ જોઈને કોઈ ફેંસલો કરવામાં મદદ કરશો?

ડોસી કહે છે, ''મારી પાસે સમય નથી, તમે બંને મારી હથેળી પર ચડી જાઓ અને અહીં લડો. હું ચાલતી જઈશ અને તમારી લડાઈ જોતી જઈશ.''

ડોસી સો ઘડા માથે અને હથેળીમાં બે યુવાનોને લડતાં જોતી તળાવ તરફ જાય છે.

સંકેતનું ચૈતસિક શરીર આ અજાયબ દુનિયાને નિ:સ્પૃહ થઈને જોયા કરે છે, એ કોઈ બળવાનોની દુનિયામાં પ્રવેશી ગયો છે, એવું એની ચેતનાને સમજાય છે.

પછી તો એવું થાય છે કે તળાવમાંથી પાણી ભરીને પાછાં વળતાં ડોસીનો પગ એક સાપની પૂંછડી પર પડે છે અને સાપ ડોસીને દંશ દે છે અને ડોસી ત્યાં જ ઢળી પડે છે. એના સો ઘડાનું પાણી ઢોળાઈને ઝરણા રૂપે વહેવા લાગે છે. અત્યાર સુધીની બળવાન ડોસી હવે મરવાને આરે આવે છે, ત્યારે તે સામેના ઝાડ નીચે બેસેલા એક યુવાનને પાણી પાવાની વિનંતી કરે છે. પેલો યુવાન ડોસીને પાણી પાય છે અને થોડીવાર પછી ડોસી મૃત્યુ પામે છે.

પેલા બે યુવાનો ડોસીના મૃત્યુથી બેખબર એની હથેળી પર લડી રહ્યા છે. એવામાં ડોસીના એક ઘડામાંથી મગર નીકળે છે અને ડોસીના મૃતશરીરને એક જ કોળિયે ગળી જાય છે. ડોસીનો આહાર કર્યા પછી મગરને આળસ ચઢે છે અને એ નિદ્રાધીન થાય છે.

થોડીવાર પછી ધ્યાન કરતા પેલા યુવાનને અવાજ સંભળાય છે : અમને બહાર કાઢો, અમને બચાવો.

તેને ખ્યાલ આવે છે કે ડોસીના હાથ પર લડતા પેલા બે યુવાનો હવે મગરના પેટમાં છે અને ગૂંગળાઈ રહ્યા છે. પેલો યુવાન મગરનું મોં ખોલી બે લડતા યુવાનોને બહાર કાઢે છે.

પેલા બે યુવાનો બહાર નીકળીને પણ લડતા રહે છે. એવામાં એક કીડી મરેલા ઊંટને ઊંચકીને જતી દેખાય છે અને કીડી જુએ છે કે એક માણસ જંગલનાં લાકડાં કાપીને પોતાના ગાડાંમાં ઠાલવી રહ્યો છે. એક હજાર ગાડાંઓ જોડાયેલાં છે, જેને એક બકરી ખેંચી રહી છે. કીડીને થયું કે આ તો ચોરી છે એટલે એણે ઊંટને બાજુએ મૂક્યો અને છેલ્લા ગાડાના પૈડામાં પગ ભેરવીને ઊભી રહી. ગાડાંઓ ઊભાં રહી ગયાં એટલે પેલા માણસે તપાસ કરી તો ખબર પડી કે છેલ્લા ગાડે કીડી પગ ભેરવીને ઊભી છે એટલે એણે ત્યાં જઈ કીડીને પગ તળે કચડી.

પોતાના ગાડામાં પાછા ફરતાં વચ્ચે જ પેલા માણસને મગર ખાઈ ગયો.

સંકેતની ચેતના આ અટપટી દુનિયાને સાક્ષીભાવે જોઈ રહી. પોતે આ બધામાં કશું જ ફેર કરી શકવાનો નથી એવું તેના ચૈતસિક શરીરને સમજાતું ગયું.

એક આખી રાત આ બળવાનોની દુનિયામાં તેનું ચૈતસિક શરીર ફરતું રહ્યું. ક્યાંક એક ઇયળ કરોળિયાના જાળામાં ફસાયેલી સમડીને કાઢતી હોય તો ક્યાંય પતંગિયું જંગલના ઝાડને પોતાના રંગોથી રંગતું હોય... આ બધી જ ઘટનાઓથી નિર્લેપ સંકેતની ચેતના સવાર થતાં જ તેના શરીરમાં પાછી ફરી.

સવારના કૂણા તડકાએ સંકેતને જગાડ્યો ત્યારે તેના ગઈકાલના વિચારોનો પ્રવાહ સુકાઈ ગયેલો. તેને લાગ્યું કે તે ખરેખર જ આ દુનિયાથી અલિપ્ત થઈ ગયો છે અને કોઈ બીજી જ દુનિયામાં જીવી રહ્યો છે. પોતાના ચૈતસિક શરીરે અનુભવેલી પેલી બળવાનોની દુનિયામાં હમણાં શું થતું હશે એના વિચારે તે ચઢી ગયો. તેણે પાસેના ઝરણામાં પોતાનું મોં ધોયું અને ટૅન્ટ સમેટ્યો.

- પેલા બે લડતા યુવાનોની હારજીતનો શું ફેંસલો થશે? પણ સૌથી પહેલી વાત તો એ કે તેઓ શા માટે લડતા હતા? કઈ વસ્તુની હારજીત માટે?

- પેલાં પતંગિયાંઓએ રંગેલું જંગલ કેવું દેખાતું હશે?

- જતાં-જતાં તેણે જોયેલું કે પેલા ધ્યાનમાં બેસેલા યુવાનની આસપાસ રાફડો રચાઈ ગયેલો, તે યુવાન શેનું ધ્યાન કરતો હશે? શું એ રાફડામાં જીવતો રહી શકશે?

- શું પેલા ગાડામાં પડેલાં, કપાયેલાં વૃક્ષો ફરી પાછાં જીવંત થઈને જંગલમાં પોતાની જગ્યાએ ગોઠવાઈ જશે?

આવા પ્રશ્નોની હારમાળા લઈ તે આખો દિવસ જંગલમાં વિચરતો રહ્યો. તેને થતું હતું કે જેમ બને એમ જલદી રાત પડે, જલદી તે સૂઈ જાય, જલદી તેનું ચૈતસિક શરીર બળવાનોની દુનિયામાં પહોંચે, જલદી તે આ બધા પ્રશ્નોના જવાબો શોધે...

પણ બપોર પડતાં સુધી તો તેને ભૂખ લાગી. તેણે જંગલમાંનાં થોડાં ફળ ખાધાં. દૂર-દૂર સુધી ફેલાયેલા આ નિર્જન જંગલમાં તે આખો દિવસ રખડતો રહ્યો, થાકી જતો ત્યારે કોઈ ઝાડ નીચે બેસી જતો અને પોતે છોડી દીધેલી દુનિયાનાં સ્મરણોને વાગોળતો. આખો દિવસ તેને મૌન રહેવું પડતું. ક્યારેક એકલું લાગતાં કોઈ ઝાડ સાથે કે કોઈ પક્ષી સાથે તે વાતો કરી લેતો. ધીરે-ધીરે તે પોતાના ચહેરાને, પોતાના અવાજને અને છેલ્લે પોતાના નામને પણ ભૂલવા લાગ્યો.

હવે તે દિવસ અને રાત બે દુનિયાની વચ્ચે ઝોલા ખાય છે.

ત્યારથી આજ લગી સંકેતનું શરીર સવારે આ જંગલોમાં ઘૂમી રહ્યું છે અને તેની ચેતના રાતે વાસ્તવિકતાને વળોટીને કોઈ કાલ્પનિક દુનિયાની સફર ખેડે છે અને સંકેત આ બંને દુનિયાની વચ્ચે જીવવા મથી રહ્યો છે. ❑❑❑



# મંકીપોક્સ

☐ ડૉ. નીલેશ રાણા, M. D. (USA)

**કો**રોના વાઇરસના પ્રકોપ બાદ હવે એક નવા વાઇરસે માનવજાતિ પ્રત્યે લાલ આંખ કરી પ્રસારણ શરૂ કર્યું છે. એ હજુ શરૂઆતના તબક્કામાં છે, પણ મુખ્યત્વે આફ્રિકન દેશોમાં રહેલી આ બીમારી દક્ષિણ ધ્રુવ પ્રદેશ સિવાય બાકીના ખંડોમાં પગરણ કરી ચૂકી છે. અત્યારે આ માહિતી ચિંતાજનક નથી, પણ ભવિષ્યમાં એ પોતાનો રંગ બતાવે એની વૈજ્ઞાનિકોને ચિંતા છે.

આ મંકીપોક્સ શું છે? આ વાઇરસ શીતળા અને અછબડા જેવા રોગો ફેલાવતા વાઇરસના ગ્રૂપની છે, પણ એ ગંભીર કે પ્રાણઘાતક હજુ સુધી નથી. આ DNA પ્રકારનો વાઇરસ હોવાથી કોરોના જેવી RNA વાઇરસની જેમ પોતાનું બંધારણ બદલી નથી શકતો એટલે એ મ્યુટેશન ન થતાં હળવી બીમારી અર્પે છે. આ વાઇરસના ગ્રૂપનું નામ છે 'Orthopoxvirus' જેમાં કાઉપોક્સ (cowpox) ગાયમાં ફેલાતી બીમારી, જેમાંથી શરૂઆતમાં શીતળાને રોકવા માટેની રસી બનાવવામાં આવતી હતી. આ બીમારી પશ્ચિમ અને મધ્ય આફ્રિકામાં વર્ષોથી જોવા મળે છે, તો અત્યારે એના કેસો અનેક દેશોમાં નોંધાયા છે. અમેરિકામાં અત્યાર સુધી ૧૮ કેસો નોંધાયા છે.

આને Zoonotic disease એટલે ઝોનો-પશુમાંથી માનવીમાં ફેલાતી બીમારી. ખાસ કરી આ વાઇરસ રોડેન્ટ (Rodent) પ્રકારનાં પશુ - ખિસકોલી, ઉંદર, શાહુડી, હેમસ્ટર (Hamster) અને વાંદરાઓ દ્વારા પ્રસરે છે.

૧૯૫૮ની સાલમાં રિસર્ચ માટે સિંગાપોરથી ડેનમાર્કમાં આયાત કરેલા વાંદરાઓમાં પ્રથમવાર આ બીમારી જોવા મળતાં એને 'Monkeypox' નામ આપવામાં આવ્યું. ૧૯૭૦ની સાલમાં ડેમોક્રેટિક રિબ્લીઝ ઑફ કોંગોમાં પ્રથમ માનવ (Human) કેસ જોવા મળ્યો. આજની તારીખ (જૂન ૧, ૨૦૨૨) મુજબ વિશ્વભરમાં લગભગ ૩૦૦ કેસો નોંધાયા છે અને અમેરિકામાં ૪૭ કેસો. ૨૦૦૭ની સાલમાં અમેરિકામાં ૪૭ કેસો અહીંનાં છ રાજ્યોમાં જોવા મળ્યા હતા.

લસિકા ગાંઠ - Lymph node enlargement પ્રસરણ : સંક્રમિત વ્યક્તિના નજદીકના સંસર્ગથી આ બીમારી પ્રસરે છે. પેશન્ટની ફોલ્લીમાં રહેલા પ્રવાહીનો સ્પર્શ, તમારી ચામડી અથવા મ્યુકસ (Mucous) મેમ્બ્રેન(નાક, આંખ, મુખ, ગુદા)માં થયેલા છેદમાંથી અથવા શ્વાસમાં રહેલા ડ્રૉપલેટ્સથી ફેલાય છે (યુ.કે.માં પુરુષો વચ્ચે જાતીય સમાગમ દ્વારા કે Bisexual પુરુષોમાં આ બીમારી જોવા મળી છે. આના પર સંશોધન ચાલુ છે). જેમની રોગપ્રતિકારક શક્તિ નબળી હોય એવી વ્યક્તિ અને બાળકો સહેલાઈથી આનો ભોગ બની શકે.

ચિહ્નો-લક્ષણો : ફ્લૂ જેવાં ચિહ્નોથી શરૂ થતી આ બીમારીમાં પ્રથમ સંક્રમિત થયા બાદ પાંચથી એકવીસ દિવસ દરમિયાન (Incubation Period) કોઈ ચિહ્નો જણાતાં નથી. આ સમય દરમિયાન કોરોના કે ફ્લૂની બીમારીની જેમ એ ચેપી નથી. એટલે આ દરમિયાન સંક્રમિત વ્યક્તિ આ બીમારી ફેલાવવા સક્ષમ નથી.

પછીના એકથી ત્રણ દિવસની વચ્ચે તાવ શરૂ થાય છે. સાથે શરીરમાં દુ:ખાવો, માથામાં દુ:ખાવો, થાક, ધ્રુજારીનો અનુભવ.





લસિકા ગાંઠ અને પછી ત્વચા પર મુખ પરથી શરીર પર પ્રસરતાં ચાંઠાંઓ જેનું ફોલ્લીમાં થતું રૂપાંતર [જેમ તમે અછબડા (chickenpox)ની બીમારી દરમિયાન જોયું હશે] એમાં રંગહીન પાણી જેવું પ્રવાહી ભરાય છે, જે ઇન્ફેક્શનને કારણે પીળાશ પડતો રંગ પકડતાં જો ટ્રીટમેન્ટ ન મળે તો એનું પરુ (Pus)માં રૂપાંતર થઈ શકતાં ન્યુમોનિયા જેવી બીમારી થાય. વ્યક્તિ મૃત્યુ પણ પામી શકે છે. આમ તો મૃત્યુનો આંક છ ટકા કરતાં પણ ઓછો ગણવામાં આવે છે. આ લખાણ સમયે અત્યારે દુનિયામાં નોંધાયેલા કેસોમાંથી એક પણ વ્યક્તિ મૃત્યુને આધીન થઈ નથી.

પછી આ ફોલ્લીઓ સુકાતાં એના પર પોપડી બાઝી ખરી પડે છે. આ બીમારીનો અંતિમ તબક્કો. આ બીમારી હળવા પ્રકારની હોવાથી અને જૂજ હોવાથી ગભરાવાની જરૂર નથી. આની અવધિ માત્ર બેથી ચાર અઠવાડિયાં સુધીની હોય છે. જો આ બીમારી આંખમાં પ્રસરે તો વ્યક્તિ આંધળી પણ બની શકે.

નિદાન : આ માટે કોરોના વાઇરસની જેમ પોલિમરેઝ ચેઇન રિઍક્શન Polymerase chain reaction (PCR) ટેસ્ટનો ઉપયોગ કરવામાં આવે છે. ખાસ કરીને ફોલ્લીમાં રહેલા પ્રવાહીનો ઉપયોગ કરવામાં આવે છે. કદીક ત્વચાની બાયોપ્સી દ્વારા પણ નિદાન કરવામાં આવે છે.

સાથે-સાથે ડૉક્ટરે આ શીતળા, અછબડા, ઓરી, સ્કેબિસ, સિફિલિસ, ત્વચા પર બૅક્ટેરિયલ ઇન્ફેક્શન તો નથી તેનું ધ્યાન જરૂર રાખવું અને કોઈ લેવાતી દવાની આડઅસર નથી એ પણ જાણી લેવું.

સારવાર : પ્રથમ સંક્રમિત વ્યક્તિને અલગ રૂમમાં રાખો. પૌષ્ટિક ખોરાક પ્રવાહીનો હાઇડ્રેશન માટે ઉપયોગ, બૅક્ટેરિયલ ઇન્ફ્કેશન ન થાય એની તકેદારી રાખવી. આમ તો આ બીમારી


a) early vesicle, 3mm diameter


b) small pustule, 2mm diameter


c) umbilicated pustule, 3-4mm diameter


d) ulcerated lesion, 5mm diameter


e) crusting of a mature lesion


f) partially removed scab

હળવી હોવાને કારણે કોઈ દવા લેવાની જરૂર નથી પડતી.

શીતળાની બીમારી માટે વપરાતી ઍન્ટિવાઇરસ દવા tecovirimatને યુરોપ અને અમેરિકામાં મંકીપોક્સની ટ્રીટમેન્ટ માટે ૨૦૨૨માં પરવાનગી આપવામાં આવી છે. એની અસરકારકતાની પૂરી જાણકારી હજુ ઉપલબ્ધ નથી.

રસી-વૅક્સિન : ૧૯૭૦માં W.H.O.એ શીતળાની બીમારી નાબૂદ થવાની ઘોષણા કરી. ૧૯૮૦ પછી શીતળા માટેની રસી આપવાનું બંધ થયું. જો તમે શીતળાની રસી લીધી હોય તો ૮૫ ટકા ચાન્સ છે કે તમને મંકીપોક્સથી રક્ષણ મળશે.

અત્યારે બે પ્રકારની વૅક્સિન JYNNEOS અને ACAM2000 ઉપલબ્ધ છે અને ૨૦૧૯માં નવી વૅક્સિનને (Modified attenuated vaccinia virus - Ankara Strain પર આધારિત) ને મંકીપોક્સની અટકાયત માટે મંજૂરી આપવામાં આવી છે. જોકે આ વૅક્સિન ઘણા દેશોમાં ઉપલબ્ધ નથી.

નિવારણ (Prevention) : સંક્રમિત પશુ અથવા માનવીના સંપર્કથી દૂર રહો. જ્યાં કેસ નોંધાયા હોય ત્યાં માસ્ક પહેરો, હંમેશાં હાથ અને ચહેરાને સાબુ અને પાણીથી સાફ કરો. સ્વચ્છતા જાળવો. રોજના પહેરવેશ, પથારીની ચાદરોને ધોતા રહો. સંક્રમિત વ્યક્તિના સંપર્કમાં આવેલી વ્યક્તિએ વહેલી તકે વૅક્સિન લેવી જોઈએ. જો તમે પ્રાણીઓનો વેપાર કરતા હો તો સાવચેતી રાખો.

આ બીમારી શા માટે વિવિધ દેશોમાં ફેલાઈ રહી છે એ માટેનું સંશોધન ચાલુ છે. માંદગી હળવી અને જૂજ હોવાને કારણે હજુ ચિંતા કરવાની જરૂર નથી, પણ આ વિશેની તમને જાણકારી મળે, તમે ટ્રાવેલ કરતા હો તો સાવધાની વર્તો એ માટે મેં આ માહિતી આપવાનો પ્રયાસ કર્યો છે.

❑❑❑

# બેંજામિન પિયરી પાલ
# (ઈ.સ.૧૯૦૬-૧૯૮૯)

☐ અરવિંદ ગુપ્તા ☐ અનુ. : હેમંત સોલંકી

આ લેખ વિજ્ઞાનલેખક તેમ જ વિજ્ઞાનપ્રચારક શ્રી અરવિંદ ગુપ્તાના પુસ્તક 'Bright Spark'માં રજૂ થયેલ ભારતીય કૃષિ/ખેતીમાં ક્રાંતિ લાવનાર, હરિત ક્રાંતિના પ્રણેતા એવા ડૉ. બી. પી. પાલની લઘુઆત્મકથાનો ભાવાનુવાદ છે. ઘઉંના પાકને નુકસાન કરતા રસ્ટ રોગ સામે લડી શકે એવી ઘઉંની ઉચ્ચ ઊપજ આપતી વર્ણસંકર પ્રજાતિઓ વિકસાવવા માટે તેમને હંમેશાં યાદ રાખવામાં આવશે, જેના લીધે ઘઉંના પાકના ઉત્પાદનમાં વધારો થયો અને તેમને આંતરરાષ્ટ્રીય ઓળખ પ્રાપ્ત થઈ.

Indian National Science Academy (INSA), નવી દિલ્હીના પ્રાધ્યાપક એમ. વિજયન આ પુસ્તક માટેના પ્રેરણાસ્રોત રહ્યા તેમ જ ખ્યાતનામ ખગોળવિજ્ઞાની પ્રા. જયંત નારળીકર સહિત પ્રા. માધવ ગાડગીલ તેમ જ પ્રા. ટી. પદ્મનાભન આ પુસ્તકની સલાહકાર સમિતિના સભ્યો રહ્યા. આ બધાનો સ્પષ્ટ ઉદ્દેશ હતો *"બાળકો માટે ભારતીય વૈજ્ઞાનિકોનો પરિચય થાય એવું તેમનું સંક્ષિપ્તમાં ચરિત્ર આલેખતું, સંપૂર્ણ રીતે સરળ ભાષા તેમ જ સારી એવી સચિત્ર માહિતીઓ ધરાવનાર પુસ્તક પ્રગટ કરવું."*

શ્રી અરવિંદ ગુપ્તાએ આ પુસ્તકમાં ૪૦ જેટલા ભારતીય વૈજ્ઞાનિકો તેમ જ સંશોધકોનાં જીવનનો લઘુપરિચય તેમ જ તેઓએ મેળવેલી સિદ્ધિઓ અને તેમનાં યોગદાનોને રજૂ કર્યાં છે. આ કામમાં તેમને સાથ મળ્યો ડૉ. કરેન હેયડોકનો, જેમણે આ પુસ્તકની ડિઝાઇન તૈયાર કરી તેમ જ એમાં વપરાય એવાં ચિત્રો પણ આલેખ્યાં. આ પુસ્તક અંગ્રેજી અને હિંદી ભાષામાં એકસાથે પ્રગટ થયું અને પછી સમયાંતરે ગુજરાતી ભાષા સિવાય ભારતની બીજી પ્રાદેશિક ભાષાઓમાં પણ અનુવાદ પામ્યું અને જે તે ભાષાની પ્રજાઓ સુધી પહોંચ્યું.

- શ્રી હેમંત સોલંકી, મુંબઈ, ઈ-મેઈલ : shm8324@gmail.com

''ડૉ. બી.પી. પાલના નેતૃત્વમાં ભારતમાં ઘઉં ઉપરની કૃષિવિજ્ઞાન વિષયક શોધ વિશ્વમાં સર્વશ્રેષ્ઠ નીવડી. તેઓ ખરા અર્થમાં ભારતની હરિત ક્રાંતિ (Green Revolution)ના રચનાકાર હતા.'' ***- ડૉ. નૉર્મન બોરલૉગ (નોબેલ પારિતોષિક વિજેતા)***

**બેં**જામિન પિયરી પાલ એક પ્રતિભાશાળી વનસ્પતિ સંવર્ધક (Plant Breeder) અને જનનવિજ્ઞાની (Geneticist) હોવાની સાથે સાથે અદ્ભુત માનવીય ગુણોથી સંપન્ન હતા. એક તેજસ્વી વૈજ્ઞાનિક તરીકે ભારતીય કૃષિ/ખેતીને નડતરરૂપ એવા જટિલ મુદ્દાઓને તેઓ સમજ્યા. તેઓ કુદરતની સુંદરતા અને સંવાદિતા તરફ અતિશય સંવેદનશીલ હતા. પાલ એક માયાળુ અને હૂંફાળું વ્યક્તિત્વ ધરાવતા હોવાથી તેઓ પોતાના સહકર્મચારીઓમાં અતિપ્રિય હતા. તેઓ ગહન વિદ્વાન હોવાની સાથેસાથે પ્રખર વિનોદવૃત્તિ પણ ધરાવતા હતા.



વિવિધ અને બહોળાં ક્ષેત્રોમાં તેઓ રસ ધરાવતા હતા. તેઓ ઉત્કૃષ્ટ ચિત્રકાર હોવાની સાથેસાથે ભારતીય અને પાશ્ચાત્ય શાસ્ત્રીય સંગીતના પ્રેમી હતા. તેમનો આવાં વિવિધ ક્ષેત્રોમાંનો રસ તેમ જ સર્વગ્રાહીપણાએ તેમને ‘ભારતીય કૃષિક્ષેત્રના હોમી ભાભા’ તરીકે નામના અપાવી.

પાલનો જન્મ ૨૬ મે, ઈ.સ. ૧૯૦૬ના રોજ પંજાબના મુકુન્દપુર ખાતે થયો. એમણે પ્રારંભિક શિક્ષણ મ્યાનમાર (તે સમયનું બર્મા) ખાતે મેળવ્યું, જ્યાં એમના પિતા તબીબી અધિકારી તરીકે કાર્યરત હતા, ત્યાં તેઓ સેંટ માઇકલ્સ સ્કૂલમાં ભણ્યા, જ્યાં એમને ગુલાબના છોડ અને ચિત્રકામ પ્રત્યે અનુરાગ થયો. તેમની શાળામાં ખૂબ જ સુંદર ગુલાબનો બગીચો હતો અને એમના ઘણા શિક્ષકો બાગકામ અને ચિત્રકામના શોખીન હતા. તેઓ પોતાના વર્ગમાં હંમેશાં પ્રથમ આવતા અને એક વાર એમણે પારિતોષિક રૂપે રંગ પુરવણી પેટી (Paint Box) પણ જીતી. કદાચ આ જ કારણ એમને ચિત્રકામ તરફ આજીવન ઉત્કટતાથી દોરી ગયું.

ઈ.સ. ૧૯૨૯માં એમણે વનસ્પતિવિજ્ઞાન (Botany) શાખામાં Master of Scienceની પદવીનો અભ્યાસ પૂર્ણ કર્યો અને આખા

વિશ્વવિદ્યાલયની બધીય વિજ્ઞાન શાખાઓમાં પ્રથમ સ્થાન પ્રાપ્ત કરવા સાથે મૈથ્યુ હન્ટર પારિતોષિક જીત્યા. આ પછી તેઓ કેમ્બ્રિજ, યુ.કે. ગયા, જ્યાં ઈ.સ. ૧૯૩૩માં એમણે પોતાનો ડૉક્ટરેટ (Ph.D.)નો અભ્યાસ પૂર્ણ કર્યો. ડૉક્ટરેટનો અભ્યાસ એમણે સર રોલૅન્ડ બિફિન અને સર ફ્રૅંક ઍંગ્લેડોના માર્ગદર્શન હેઠળ પૂરો કર્યો તેમ જ ડૉક્ટરેટ માટેનો તેમનો શોધ-પ્રબંધ (Thesis) આજે પણ પ્રમાણભૂત માનવામાં આવે છે, જેમાં એમણે પહેલીવાર ઘઉંની વર્ણસંકર પ્રજાતિઓની શક્યતાઓને રજૂ કરી. ઈ.સ. ૧૯૩૩માં તેઓ બિહારના પૂસા સ્થિત ભારતીય કૃષિ અનુસંધાન સંસ્થાન (તે વખતનું Imperial Agricultural Research Institute, IARI)માં જોડાયા.



ઈ.સ. ૧૯૩૭માં બઢતી મેળવી તેઓ Imperial Economic Botanist (વનસ્પતિ વિજ્ઞાની) બન્યા. ઈ.સ. ૧૯૩૬માં આવેલા ધરતીકંપને કારણે પૂસાસ્થિત આ સંસ્થા અતિશય નુકસાન પામી અને તેનું દિલ્હીમાં સ્થળાંતર કરાયું અને એ સાથે પાલ દિલ્હી આવી ગયા.

ભારતીય કૃષિક્ષેત્રમાં ડૉ. પાલના વિપુલ યોગદાનનું અનુમાન લગાવવા માટે ઈ.સ. ૧૯૬૦ના અંતમાં ભારતમાં પ્રવર્તેલી વિકટ ખાદ્યાન્ન પરિસ્થિતિ ઉપર નજર દોડાવવી રહી. ભારત તે સમયે ખાદ્યાન્નોની ખૂબ જ અછતનો સામનો કરી રહ્યું હતું અને આખા વિશ્વમાં ભારતની છબી ભૂખમરો વેઠતા દેશની હતી. લાખો ભારતીયો તે સમયે અમેરિકા દ્વારા P.L. 480 યોજના અંતર્ગત દાનમાં મળેલા ખાદ્યાન્નો ઉપર નભતા હતા. ડૉ.પાલની આગેવાનીમાં ઘડાયેલી અને અમલમાં મુકાયેલી હરિત ક્રાંતિ (Green Revolution)એ ભારતનું ભૂખમરો વેઠતા દેશમાંથી ખાદ્યાન્ન સંપન્ન દેશમાં ધરમૂળથી રૂપાંતરણ કર્યું.

પાલનું યોગદાન પાંચ મુખ્ય વર્ગોમાં વર્ગીકૃત કરી શકાય : સંશોધન, શિક્ષણ, કૃષિ વૃદ્ધિ, કૃષિ સંસ્થા નિર્માણ અને આંતરરાષ્ટ્રીય સહકાર. આ બધાંય ક્ષેત્રોમાં સંબદ્ધતા અને ઉત્કૃષ્ટતા મેળવવા માટે એમણે અથાક મહેનત કરી. સંશોધન ક્ષેત્રે પાલનો મુખ્ય ફાળો ઘઉંની બહુપ્રતિકારાત્મક સંકરણ (breeding) જાતોનો વિકાસ કરવાનો છે. પાલ એ વાત સમજી






ગયા હતા કે કૃષિ ઉત્પાદન ટકાઉ રીતે આગળ વધારવા માટે ફક્ત જૈવ વિવિધતા (Biological diversity) જ એકમાત્ર ઉપાય છે. વ્યવસ્થિત રીતે નવા જનીનો (genes)ના સંશોધન માટે એમણે Plant Introduction Divisionની સ્થાપના કરી, પાછળથી આ જ વિભાગ National Bureau of Plant Genetic Resources (NBPGR) તરીકે નામના પામ્યો. એમણે બટાટા, ટમેટાં અને તમાકુની નવી સંકરણ જાતોને વિકસાવવા માટે આધુનિક ટેક્નોલૉજી (Technology)નો ઉપયોગ કર્યો. આ માટે તેઓએ વિવિધ સંસ્થાઓમાંથી સર્વોત્તમ વૈજ્ઞાનિક પ્રતિભાઓને શોધી કાઢી તેમને સક્રિય રીતે પોતાની સાથે જોડ્યા.

પાલને સમજાયું કે ભારત જેવો વિશાળ વિસ્તાર ધરાવતા દેશમાં જે કૃષિ ઉપર મુખ્યત્વે આધાર રાખતો હોય ત્યાં કૃષિક્ષેત્રે ઉચ્ચ ગુણવત્તાપ્રાપ્ત વિદ્વાનોની મોટી સેના ઊભી કરવાની તાતી જરૂરિયાત છે. ભારતીય કૃષિના ઉત્થાન માટેનો આ જ એકમાત્ર ઉપાય હતો. આ ઉદ્દેશ્યપૂર્તિ માટે ઈ.સ. ૧૯૫૮ના અંત ભાગમાં ભારતીય કૃષિ અનુસંધાન સંસ્થાન (Indian Agricultural Research Institute, IARA)માં ઉચ્ચ અભ્યાસ માટે Post-Graduate (અનુસ્નાતક) Schoolની સ્થાપના કરાઈ, જેને વિશ્વવિદ્યાલય અનુદાન આયોગ (University Grant Commission) દ્વારા બહુ જલદી માન્યતા પ્રાપ્ત (Deemed) વિશ્વવિદ્યાલયનો દરજ્જો પ્રાપ્ત થયો. આ શિક્ષણ સંસ્થાએ ૪૦૦૦થી પણ વધારે M.Sc. અને Ph.D. થયેલા વિદ્વાનો આપ્યા, જેમણે ભારતની અબજોની જનતાનું પેટ ભર્યું અને દેશને ખાદ્યાન્ન ક્ષેત્રે આત્મનિર્ભર બનાવ્યો.

પાલને જાણ હતી કે વ્યાવહારિક સંશોધનની ઝુંબેશ ચલાવવા તેમ જ તેને અવિરત ચાલુ રાખવા માટે આગળ પડતું પાયાનું સંશોધન જ એકમાત્ર ઉપાય છે. આ માટે એમણે ભારતીય કૃષિ અનુસંધાન સંસ્થાનમાં મૂળભૂત આનુવાંશિક શાળા (School of Fundamental Genetics)ની સ્થાપના કરી. આ ઉપરાંત વ્યાવહારિક સંશોધનના પ્રશ્નોને ઉકેલવા માટે એમણે વિવિધ વિજ્ઞાનીય અને વિવિધ સંસ્થાગત સંશોધનોને પોષક બને એવી વ્યવસ્થાઓ સ્થાપિત કરી. ભારતીય કૃષિ અનુસંધાન



સંસ્થાનના નિયામક (Director) તરીકે એમણે સંશોધન, શિક્ષણ અને કૃષિ વૃદ્ધિક્ષેત્રે વિશિષ્ટ યોગદાન આપ્યું.




ઈ.સ. ૧૯૬૫થી ૧૯૭૨ના સમયગાળા દરમિયાન પાલ ભારતીય કૃષિ અનુસંધાન પરિષદ (Indian Council For Agricultural Research, ICAR) માં મહાનિયામક (Director General) તરીકે કાર્યરત રહ્યા. આ જ સમયગાળામાં ખેડૂતોને ઘઉં, ચોખા, જુવાર અને મકાઈની ઉચ્ચ ઊપજ આપતી વર્ણસંકર પ્રજાતિઓનાં બિયારણ વાવેતર માટે વિપુલ પ્રમાણમાં ઉપલબ્ધ થયાં. હરિત ક્રાંતિને વધુ પ્રોત્સાહન આપવા માટે એમણે પશુપાલન અને મત્સ્ય-ઉદ્યોગ ક્ષેત્રે સંશોધનને મજબૂત કર્યું. આ જ સમયગાળામાં ભારતે કૃષિ ઉત્પાદકતા વધારવા માટે વિશ્વમાં કૃષિક્ષેત્રે આગળ પડતા દેશો સાથે સહયોગ સ્થાપી સંશોધન ચલાવ્યું - જેમ કે મૅક્સિકોની સંસ્થાઓ સાથે ઘઉં તેમજ ફિલિપિન્સની સંસ્થાઓ સાથે ડાંગરની પ્રજાતિઓ ઉપર સંશોધન હાથ ધર્યું. પાલના પ્રયત્નોએ રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય બંને ક્ષેત્રે કૃષિની પ્રતિષ્ઠા વધારી.

વ્યાવહારિક સંશોધનકર્તાઓ માટે પાલનો મંત્ર હતો : સમસ્યાઓનું ખેતરોમાં જઈને નિરાકરણ કરો! તેમનું બીજું સૂત્ર હતું: પ્રયોગશાળાથી ખેતર સુધી! જેને સાકાર કરવા માટે પાલે સખત પરિશ્રમ કર્યો. એમણે સમજાવ્યું કે કૃષિક્ષેત્રે કોઈપણ વ્યાવહારિક સંશોધનનું અંતિમ વિશ્લેષણ ખેડૂત જ કરી શકે અને તે જ અંતિમ નિર્ણાયક ગણાવો જોઈએ. કૃષિક્ષેત્રના વિદ્યાર્થીઓ ભારતીય સમાજની જટિલતાઓને યોગ્ય રીતે સમજી શકે તે માટે પાલે ભારતીય કૃષિ અનુસંધાન સંસ્થાન, IARI તેમ જ ભારતીય કૃષિ અનુસંધાન પરિષદ, ICAR બન્નેમાં સામાજિક વિજ્ઞાન (Social Science)ને લગતા ઘણાય અભ્યાસક્રમો દાખલ કરાવ્યા. ભારતીય કૃષિ અનુસંધાન પરિષદ, ICAR ના પુનર્ગઠિત રૂપનું બહુ જલદી પાકિસ્તાન, બાંગ્લાદેશ, ફિલિપિન્સ અને નાઇજીરિયા જેવા ઘણાય વિકાસશીલ દેશોએ અનુકરણ કર્યું.

ICARમાંથી નિવૃત્તિ પછી પાલે પોતાની બધીય શક્તિઓ પર્યાવરણ સંરક્ષણ તરફ લગાવી અને તેઓ રાષ્ટ્રીય પર્યાવરણ સંરક્ષણ તથા સમન્વય સમિતિ (National Committee on Environmental Protection and Co-ordination)ના સૌપ્રથમ અધ્યક્ષ બન્યા. પાલ ગુલાબના છોડના સંવર્ધક (Rose Breeder) તરીકે વિશેષ યોગ્યતા ધરાવતા હતા અને ગુલાબના છોડની ઘણી નવી

પ્રજાતિઓ એમણે વિકસાવી હતી. તેઓ Rose Societyના સ્થાપક પ્રમુખ હતા. પ્રસિદ્ધ વૈજ્ઞાનિક એમ. એસ. રંધાવા સાથે મળીને એમણે ચંડીગઢ રોઝ ગાર્ડનની સ્થાપના કરી. એમના ઘરનાં બારણાં બધાય માટે હંમેશાં ખુલ્લાં રહેતાં અને તેઓ યુવા અને પ્રૌઢ સંશોધનકર્તાઓના મિત્ર, દાર્શનિક અને માર્ગદર્શક તરીકે વર્તતા.




પાલે Indian Society of Genetics and Plant Breedingની સ્થાપના કરી તેમજ The Indian Journal of Genetics and Plant Breeding સામયિકનું ૨૫ વર્ષ સુધી સંપાદન કર્યું. ફૂલો પ્રત્યેના પોતાના પ્રેમને લોકપ્રિય બનાવવા એમણે ઘણાં પુસ્તકો લખ્યાં, જેમાંથી નોંધપાત્ર એવાં પુસ્તકો છે : The Rose in India, Beautiful Climbers of India, Flowering Shrubs and Environmental Conservation and Development.

પાલ ઘણી આંતરરાષ્ટ્રીય સંશોધન સંસ્થાઓમાં ટ્રસ્ટી (Trustee) તરીકે કાર્યરત રહ્યા અને ઘણા વિકાસશીલ દેશોમાં કૃષિ સંશોધનને વેગ આપવા માટે પોતાનો કીમતી સમય ફાળવ્યો. વૈજ્ઞાનિક તરીકે તેમનું કેટલું માન હતું તે આ પરથી સાબિત થાય છે કે તેઓ લંડનની રૉયલ સોસાયટીમાં અધ્યેતા (Fellow) તરીકે ચૂંટાયા. આ ઉપરાંત ફ્રાંસ, જાપાન અને તત્કાલીન સોવિયેત સંઘની વિજ્ઞાન સંસ્થાઓ તેમ જ Third World Academy of Sciencesમાં પણ સદસ્ય તરીકે ચૂંટાયા. ઈ.સ. ૧૯૮૭માં ભારત સરકારે તેમને પદ્મ વિભૂષણ વડે સન્માનિત કર્યા. ઈ.સ. ૨૦૦૭માં ભારતીય ટપાલ ખાતાએ પાલના સન્માનમાં તેમના પ્રિય એવા ગુલાબનાં ફૂલો સાથેની તેમની ટપાલ ટિકિટ બહાર પાડી.




પાલ ગહન માનવતાવાદી તેમ જ સૌમ્ય વ્યક્તિત્વ ધરાવતા હતા. ગુલાબની જે અતિસુંદર પ્રજાતિઓનું એમણે સંવર્ધન કર્યું, તેમનાં નામ એમણે સર સી. વી. રામન અને હોમી ભાભા જેવા વૈજ્ઞાનિકોના સન્માનમાં એમનાં નામ ઉપરથી રાખ્યાં. તેમનો પ્રથમ પ્રેમ હંમેશાં ભારતીય કૃષિ અનુસંધાન સંસ્થાન, IARI જ રહ્યો અને પોતાના આયુષ્યના છેવટના તબક્કે એમણે પોતાની તમામ મિલકત, દુર્લભ એવા ગુલાબના છોડોનો સંગ્રહ, બીજા ઘણાય ઉપયોગી લેખો તેમ જ નવી દિલ્હી અને શિમલા ખાતેના તેમનાં બંને ઘર IARIને દાન આપતા ગયા. ૧૪ સપ્ટેમ્બર ઈ.સ. ૧૯૮૯માં તેઓ અવસાન પામ્યા.





# અંતરિક્ષના આગિયા

## (નભે ટમટમતી કથાઓ)

☐ ધ્રુવ ભટ્ટ

### ॥ પ્રકરણ ૦૨ દક્ષપુત્રીઓની કથા ॥



શ્રીમદ્ ભાગવતમાં આપેલી એક કથા પ્રમાણે પ્રજાપિતા બ્રહ્માના માનસપુત્ર દક્ષને સત્તાવીસ પુત્રીઓ થઈ. જેમનાં નામ દક્ષ પ્રજાપતિએ, અશ્વિની, ભરણી, કૃત્તિકા, રોહિણી, મૃગશીર્ષ, આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય, આશ્લેષા, મઘા, પૂર્વાફાલ્ગુની, ઉત્તરાફાલ્ગુની, હસ્ત, ચિત્રા, સ્વાતિ, વિશાખા, અનુરાધા, જ્યેષ્ઠા, મૂળ, પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, પૂર્વાભાદ્રપદા, ઉત્તરાભાદ્રપદા અને રેવતી એવાં રાખ્યાં.

દરેક પિતાને પોતાની પુત્રીઓ માટે પ્રતાપી વરની શોધ હોય છે એમ દક્ષને પણ હતી, જેનો પ્રતાપ દિવસે તેમ જ રાત્રે પણ પ્રમાણી શકાય તેવો જમાઈ શોધતાં દક્ષનું ધ્યાન અત્રિ અને અનસૂયાના પુત્ર ચંદ્ર પર ગયું. ચંદ્ર એક જ એવો છે જે દિવસે તેમ જ રાત્રે પોતાનો પ્રભાવ પાથરે છે. સફેદ કપડાંમાં શોભે છે, સાત અશ્વો જોડેલા સફેદ રથમાં ફરે છે, છતાં સૌમ્ય છે અને તેની પાસે સોળ કળા છે.

દક્ષે ચંદ્ર પર પસંદગી ઉતારી અને બધી જ પુત્રીઓ તેની સાથે પરણાવી.

લગ્ન સમયે દક્ષે ચંદ્ર પાસે વચન લીધું, 'હે જામાતા (જમાઈ), મને વચન આપો કે તમે મારી બધી જ પુત્રીને એક સમાન રીતે સાચવશો. દરેકને એક સમાન આદર અને સમાન ભાવે સ્નહ કરશો અને પ્રેમથી રાખશો.

'જી.' ચંદ્રે વચન આપ્યું, 'હું આપની બધી જ પુત્રીઓને એક સમાન પ્રેમ કરીશ. એક પત્ની પાસે એક દિવસ રહીને બીજે દિવસે હું બીજી પત્નીને ઘરે જઈશ. આમ સત્તાવીસ દિવસમાં હું સત્તાવીસેય પત્નીઓ સાથે સમાનભાવે રહી શકીશ. કોઈને અન્યાય નહીં થાય.'

લગ્ન પછી થોડા દિવસો આનંદથી વહ્યા. ચંદ્ર પોતાના વચન પ્રમાણે દરેક પત્નીને ત્યાં એક દિવસ ગાળીને બીજે દિવસે બીજી પત્નીને ત્યાં રહેવા જતો. બધું બરાબર ચાલતું હતું.

અચાનક દક્ષની એક પુત્રી, અનુરાધાને એવું લાગવા માંડ્યું કે ચંદ્ર ભલે નિયમસર મારે ત્યાં રહેવા આવે, પરંતુ તે રોહિણીને ત્યાં રોકાય છે તેટલો સમય મારે ત્યાં રોકાતો નથી. એટલે તે રોહિણી પ્રત્યે રાખે છે એટલો સ્નેહ મારા પ્રત્યે નથી રાખતો.

વહેમનું ઓસડ નથી. એક બહેને બીજીને અને બીજીએ ત્રીજીને વાત કરી તો બધી બહેનોએ ધ્યાનથી ચંદ્રનો રાહિણીને ત્યાં રહેવાનો સમય કાળજીપૂર્વક ગણ્યો તો દરેકને લાગ્યું કે ચંદ્ર રોહિણીને ત્યાં વધુ રોકાય છે.

બ્રહ્માના માનસપુત્રો, પ્રજાપતિઓમાંના એક, કુશળ, તેજસ્વી, સત્યના આગ્રહી એવા પિતાની દીકરીઓ બેસી થોડી રહે? રોહિણી સિવાયની બધી છવ્વીસ પુત્રીઓ પિયર આવી. દરેકે પોતાના સમાન દુઃખની વાત સમાન વેદનાભર્યા સ્વરે પિતાને કહી સંભળાવી.

પછી શું કહેવાનું હોય? દક્ષથી સહન ન થયું. આવો અન્યાય? અત્રિ અને અનસૂયાનો પુત્ર ઊઠીને વચનભંગ કરે! દક્ષનો ક્રોધ માઝા મૂકી ગયો, તેમણે ચંદ્રને બોલાવ્યો અને ચંદ્ર તરત હાજર થયો.

ચંદ્રને જોતાં જ દક્ષે લાંબો વિચાર કર્યા વગર તેને શ્રાપ આપી દેતાં કહ્યું 'હે ચંદ્ર, તેં મારી પુત્રીઓ સાથે સમાન વ્યવહાર નથી કર્યો, મારી છવ્વીસ દીકરીઓને તેં દુઃખ પહોંચાડ્યું છે, હું પ્રજાપિતા બ્રહ્માનો માનસપુત્ર દક્ષ પ્રજાપતિ, તને શ્રાપ આપું છું કે તું દરરોજ તારી એક-એક કળા ગુમાવતો રહે અને અંતે તને ક્ષય થાઓ (તારો ક્ષય થાઓ).'

ફરિયાદ કરવા આવેલી પુત્રીઓ હતપ્રભ થઈ ગઈ. તેમને તો ઊલમાંથી ચૂલમાં પડ્યા જેવું થયું. બધીએ મળીને પિતાને શાંત પાડ્યા અને સમજાવ્યા કે, 'અમારો

આશય અમારા પતિને સજા કરાવવાનો નહોતો. આપે માત્ર ચંદ્રને સમજાવવાનો હતો કે તે પોતાના વચનનું પાલન કરે.'

ચંદ્રે પણ દક્ષને શ્રાપ પાછો વાળી લેવા વિનંતી કરી અને કહ્યું, 'શ્વશુરજી, આપ આપનો શ્રાપ પાછો લઈ લો નહીંતર રોજ એક કળા ગુમાવતાં જઈને ક્ષય પામનાર પતિને આપની પુત્રીઓ થોડા જ દિવસોમાં ગુમાવી બેસશે. હજી થોડા સમય પહેલાં આપે જેનાં લગ્ન કરીને રંગેચંગે પતિગૃહે વળાવી છે તે આપની બધી પુત્રીઓ બહુ થોડા સમયમાં પતિવિહીન અવસ્થામાં આપને ત્યાં પાછી ફરશે.'

દક્ષને પોતાની ભૂલ તો સમજાઈ, પણ તે નિરુપાય હતો. તેણે કહ્યું, 'હે ચંદ્રદેવ મારાથી ક્રોધવશ આપને અપાઈ ગયેલો શ્રાપ હું મિથ્યા કરી શકું તેમ નથી. માત્ર ભગવાન શંકર જ આપની પીડાનું નિવારણ કરવા સમર્થ છે. આપ તેમને પ્રસન્ન કરી શકો તો તેમ કરો.'

ચંદ્ર પાસે સમય નહોતો. તે પ્રભાસ પાટણ (ગુજરાત)ના સમુદ્રકાંઠે ગયો, ત્યાં શંકરના લિંગની સ્થાપના કરીને તપ આરંભ્યું. શંકર પ્રસન્ન થતાં જ ચંદ્રે રડતાં-રડતાં દક્ષે પોતાને આપેલા શ્રાપની વાત કરીને તેનું નિવારણ કરવા વિનંતી કરી.

'વત્સ!' શંકર ભગવાને કહ્યું, 'તારા પરનો શ્રાપ નષ્ટ કરવાનું મારા માટે પણ શક્ય નથી, પરંતુ હું તને શ્રાપની સામે વરદાન આપું છું કે તારા દરેક ક્ષય પછી તારી કળાઓ તને પરત મળશે. એક પછી એક કળા ગુમાવીને ક્ષય પામેલો તું એક દિવસ અદૃશ્ય રહીશ અને પછીના દિવસથી રોજ એક કળા પરત મેળવતો તું ફરીથી પૂર્ણ કળાએ પહોંચી શકીશ.'

કળા ગુમાવીને અદૃશ્ય થવાના સમયને લોકો કૃષ્ણપક્ષ તરીકે ઓળખશે અને કળા પરત મેળવીને પૂર્ણ થવાના સમયગાળાને લોકો શુક્લપક્ષ કહેશે.

ચંદ્ર માટે રાજી થવા જેવું કંઈ હતું નહીં. એણે કહ્યું, 'પ્રભુ આનો શો અર્થ? આપ હજી કંઈક સારું વરદાન આપો.'

ભગવાને ફરી કહ્યું, 'હે વત્સ! હું જાણું છું કે તને વધુ પડતી સજા કરાઈ છે, પણ તારો શ્રાપ દૂર કરવાનું સામર્થ્ય કોઈનામાં નથી. એટલે મારું વરદાન પામીને તારે સંતોષ માનવો રહ્યો. આમ છતાં તારી વધુ કંઈક આપવાની માગણી સાંભળીને હું વધુ વરદાન રૂપ વચન આપું છું કે તારી બીજી કળાને હું મારા મસ્તક પર ધારણ કરી રાખીશ. આથી મારું દર્શન કરનારને આપોઆપ તારું દર્શન પણ થશે. વધુમાં મારું નામ લેતાં લોકો તારા નામનો ઉચ્ચાર પહેલાં કરીને મને ચંદ્રશેખર કહેશે.'

વાર્તા અહીં પૂરી કરીને આપણે આકાશદર્શનના માર્ગે આગળ વધીએ. દિવસે

અને રાત્રે, બન્ને સમયે જોઈ શકાતા ચંદ્રને જોઈને આપણને દક્ષની પહેલી શરત યાદ આવશે કે, 'મારા જમાઈનો પ્રભાવ રાત-દિવસ પડતો હોવો જોઈએ...' આપણને એ ખ્યાલ આવશે કે આકાશી જ્યોતિઓમાં એકમાત્ર ચંદ્ર જ એવો છે, જેને દિવસે અને રાત્રે, બન્ને સમયે જોઈ શકાય છે. બાકીનો કોઈ આકાશી પદાર્થ દિવસે જોઈ શકાતો નથી. સિવાય કે કોઈ મહાધૂમકેતુ આવી ચડે કે પછી અંતરિક્ષના એકાદ ખૂણે કોઈ તારો સુપરનોવા થઈને ફાટી પડે, જેનો પ્રકાશ પૃથ્વી પર દિવસે પણ જોઈ શકાય તો જુદી વાત છે.

વળી, તારાઓ અને નક્ષત્રો વચ્ચે સરકતા ચંદ્રને રોજ રાત્રે એક નક્કી સમયે જોતાં રહીશું તો ખ્યાલ આવશે કે ચંદ્ર રોજ એક નક્ષત્ર જેટલું ખસે છે. રોજ નક્ષત્ર બદલતો રહીને એક પછી એક સત્તાવીસ નક્ષત્રો પસાર કરે છે. જાણે કે દક્ષને આપેલા વચન, 'હું એક દિવસ એક પત્નીને ઘરે રહીને બીજે દિવસે બીજી પત્નીને ઘરે જઈશ'નું પાલન કરતો હોય.

હવે આવે છે રોહિણી પ્રત્યે વધારે પ્રેમ રાખવાની વાત. શુક્લપક્ષની એકમથી (પડવાથી) અમાસ સુધીના ૩૦ દિવસનો મહિનો ચંદ્ર માત્ર ૨૭ દિવસમાં પૂરો કરી લે છે. એટલે કે નવા મહિને એકના એક નક્ષત્ર પાસે ફરી પહોંચે ત્યારે તેનું સ્થાન દર વખતે બદલાતું રહે છે.

દા.ત. આ મહિને ચંદ્ર મૃગશીર્ષના મુખ પાસે હોય તો આવતા મહિને તેના પુચ્છ પાસે પણ હોઈ શકે અથવા આજુબાજુ પણ હોઈ શકે. આમ નક્ષત્રો સાથે દૂર-નજીક રહેતો ચંદ્ર જ્યારે રોહિણી પાસે આવે છે ત્યારે તેની સાવ નજીક જ રહે છે.

ચંદ્ર રોહિણીમાં હોય ત્યારે તેનું દર્શન રમ્યતર બને છે. કોઈ વાર ચંદ્ર રોહિણીના તારા પરથી એ રીતે પસાર થાય છે કે રોહિણી ચંદ્ર પાછળ ઢંકાઈ જાય. એટલે કે રોહિણીનું ગ્રહણ એટલે કે પિધાન થાય. (સૂર્ય-ચંદ્રના ઢંકાવાના પ્રસંગને ગ્રહણ થયું કહેવાય છે તે સિવાયના તારાઓ અને ગ્રહો ઢંકાય ત્યારે પિધાન થયું કહે છે).

કોઈ વાર રોહિણી નક્ષત્ર પાસે ચંદ્ર એ રીતે ગોઠવાયેલો જોવા મળે છે કે જાણે રોહણીને બળદગાડામાં બેસાડીને ફરવા લઈ જતો હોય. એ ઘટના રોહિણી-શકટ (રોહિણીનું ગાડું) કહેવાય છે. કોઈ વડીલ પાસે એને માટે રોયણા-ગાડી શબ્દ હજી પણ સાંભળવા મળે.

આવું થવાનાં કારણોમાં એક તો પૃથ્વીની ભ્રમણકક્ષાનું સમતલ અને ચંદ્રની કક્ષાનું સમતલ એકબીજાને પાંચ અંશે છેદે છે તે અને બીજું કે તમામ બ્રહ્માંડીય પિંડોની જેમ ચંદ્રનો પરિભ્રમણ માર્ગ પણ ગોળ નહીં, લંબગોળ છે. લંબગોળ

માર્ગે ગતિ કરતો ચંદ્ર કોઈ વાર પૃથ્વીથી નજીકના તો કોઈ વાર દૂરના બિંદુ પર હોય તે સ્વાભાવિક છે.

બને છે એવું કે પૃથ્વીના ગરુત્વાકર્ષણને કારણે તેની આસપાસ ફરતો ચંદ્ર જ્યારે પૃથ્વીની નજીક આવે ત્યારે તેની ઝડપ વધી જાય છે, કારણ કે નજીક આવેલા ચંદ્ર પર પૃથ્વી તરફનું ખેંચાણ વધે છે. જો ચંદ્રની પરિભ્રમણ કરવાની ઝડપ વધે નહીં તો પૃથ્વીનું ગુરુત્વાકર્ષણ તેને પૃથ્વી તરફ ખેંચી લે.

એથી વિરુદ્ધ ચંદ્ર જ્યારે દૂરના બિંદુ પર હોય ત્યારે તેના પર પૃથ્વી તરફનું ખેંચાણ ઘટી જાય છે. અહીં ચંદ્રની ગતિ જો ઘટે નહીં તો તે પૃથ્વીના ગુરુત્વાકર્ષણમાંથી છટકીને તે અવકાશમાં ફંગોળાઈ જાય.

હવે સત્ય  એ છે કે ચંદ્ર જ્યારે પૃથ્વીની નજીક હોય ત્યારે તે અનુરાધા નક્ષત્રમાં હોય છે એટલે તેની ગતિ વધી જાય છે, પૃથ્વીથી દૂર હોય ત્યારે તે રોહિણી નક્ષત્રમાં હોય છે એટલે તેની ગતિ ધીમી પડી જાય છે.

પછી અનુરાધા ફરિયાદ કરે કે ચંદ્ર મારે ત્યાં રોકાય છે તે કરતાં વધુ રોહિણીને ત્યાં રોકાય છે તો આપણે માનવું જ પડે કે નહીં?

હવે દક્ષના શ્રાપની અને મહાદેવના વરદાનની વાત. એ તો આપણે બધા જાણીએ છીએ કે કૃષ્ણપક્ષના દિવસોમાં ચંદ્ર એક-એક કળા કપાતો રહી અમાસને દિવસે કે રાતે દેખાતો નથી. શુક્લપક્ષમાં પાછો એક-એક કળા મોટો થતો રહે છે અને પૂનમની રાતે પૂર્ણ કળાએ ખીલે છે.

ચંદ્ર પૃથ્વી ફરતે ફરતો રહીને પંદરમે દિવસે સૂર્યની સામે આવે છે અને ૩૦મે (૨૭મે) દિવસે સૂર્યની સાથે રહે છે તે કારણે આવું થાય છે (બુધ અને શુક્ર બન્ને પૃથ્વી અને સૂર્યની વચ્ચે હોવાથી એમની પણ કળા થાય છે, પરંતુ તે મોટા દૂરબીનો સિવાય જોઈ શકાતી નથી).



આ દક્ષપુત્રીઓની કથા સમજીને લોકો ચંદ્રનો માર્ગ અને ગતિ તો જાણીને યાદ રાખી શકે તેમ હતું, પણ આજે મહિનાનો કેટલામો દિવસ છે તે જાણવું પણ જરૂરી હતું. રોજનો સમય ઓળખવાની સાદી રીત એ હતી કે જે રાત્રે ચંદ્ર ન દેખાય એ પછીના દિવસને પહેલો, પછી બીજો એમ એક-એક દિવસ ગણતાં રહેવું, ચંદ્ર ફરી આખો પ્રકાશિત દેખાય ત્યારે આશરે પંદર દિવસ થયા હશે. એ દિવસને

પૂર્ણચંદ્રનો દિવસ એટલે કે પૂર્ણિમા (કે પૂનમ) તરીકે યાદ રાખવો.

ચંદ્ર પૂર્ણકળાએ ખીલેલો દેખાય તે પછીની સવારથી એક-એક દિવસ ગણતા જઈને ચંદ્ર ન દેખાય તે રાત ફરીથી આવે એટલે અમાવસ્યા કે અમાસ તરીકે ઓળખવો તેવું નક્કી કરાયું.

પણ વરસની કેટલામી પૂનમ? કેટલામી અમાસ, કેટલામો મહિનો? અહીં દક્ષની ૨૭માંથી ૧૨ પુત્રીઓ બાજી મારી ગઈ. પૂર્ણિમાની સાંજે ચંદ્ર જે નક્ષત્ર સાથે ઊગે તે નક્ષત્રમાં નામ પરથી તે મહિનાનું નામ પાડવું તે સહુથી સરળ રસ્તો હતો.

એટલે પૂનમની સંધ્યાએ ચંદ્ર કૃત્તિકા નક્ષત્ર સાથે ઊગે તે કારતક મહિનો. મૃગશીર્ષ નક્ષત્ર સાથે હોય તે માગસર, પુષ્યમાં હોય ત્યારે પોષ, મઘા નક્ષત્ર સાથે હોય ત્યારે માહ મહિનો, ફાલ્ગુની સાથે હોય ત્યારે ફાગણ મહિનો, ચિત્રામાં હોય તે ચૈત્ર મહિનો, વિશાખામાં હોય તે વૈશાખ, જ્યેષ્ઠા સાથે ઊગે તે જેઠ મહિનો, પૂર્વાષાઢા-ઉત્તરાષાઢામાં હોય તે અષાઢ મહિનો, શ્રવણ નક્ષત્રમાં હોય ત્યારે શ્રાવણ મહિનો, ભાદ્રપદ નક્ષત્રમાં હોય ત્યારે ભાદ્રપદ કે ભાદરવો મહિનો અને અશ્વિની નક્ષત્રમાં હોય ત્યારે આસો.

આના કારણે આકાશમાં ચીતરેલી, દક્ષની સત્તાવીસમાંથી બાર દીકરીઓનાં નામ તો એકેએક વ્યક્તિને આવડી ગયાં (સત્તાવીસ નક્ષત્રો ગણાય છે, પરંતુ એક અઠ્ઠાવીસમું પણ છે, જેનું નામ છે અભિજિત).

આકાશી નકશા પર નક્ષત્રો અને રાશિઓનાં ચિત્રો માનવીએ પોતાની કલ્પનાથી દોરેલાં છે. આપણે પણ કલ્પના કરીને આકાશી ગુંબજમાં ચમકતા પદાર્થોને એકબીજા સાથે જોડીને આપણું પોતાનું આકાશ દોરી શકીએ.

અહીં ધ્રુવ તારકને કેન્દ્રમાં રાખીને વર્ષભર દેખાતા રહેતા રાતના આકાશનો નકશો મૂક્યો છે, જેમાં નક્ષત્રો કે રાશિઓ દર્શાવતી રેખાઓ દોરી નથી. આ નકશા પર તારા-નક્ષત્રો, રાશિઓની નિયત આકૃતિને બદલે આપણે પોતાને ગમતી આકૃતિઓ કલ્પીને આપણું અંગત આકાશ રચી શકીએ તે કાજે આ આકાશ અહીં મૂક્યું છે.

એક વાર આપણે આકૃતિઓ દોરીશું કે તરત આપણને આ નકશા વચ્ચે, દર વરસે નિયત માર્ગે, નિયત સમયે અચૂક પસાર થતા સૂર્ય, ચંદ્ર, ગ્રહો અને બીજા અવકાશી પિંડોનો માર્ગ ચીતરવાની જરૂર પણ પડશે. રોજેરોજનું આકાશ જોતાં રહીને આ જ્યોતિઓનો માર્ગ આ છાપેલા નકશા પર આંકતા રહીએ તો આખું આકાશ અને તેમાં સરકતા સૂર્ય-ચંદ્ર અને બીજા જ્યોતિઓના માર્ગો આપણે પણ સમજી શકીએ. રોજ, નક્કી સમયે, નિયમિત રૂપે નકશા પર આ બધાનાં સ્થાન



ટપકાવવાં મુશ્કેલ તો થશે, પણ મજા બહુ આવશે.

આ નકશા પર આપણે અવકાશી જ્યોતિઓનાં સ્થાન રોજેરોજ નોંધતાં જઈએ તો, દોરીએ તો આપણને ખ્યાલ આવશે કે સૂર્યને એકના એક બિંદુ પરથી ફરી ઊગતાં ૩૬૫.૨૫ દિવસ જેટલો સમય લાગે છે. એટલે કે પૃથ્વીનું વરસ આશરે ૩૬૫ દિવસનું છે.

હવે આપણે માત્ર ચંદ્રનો માર્ગ તપાસીએ તો ખબર પડશે કે પૂનમથી અમાસના ત્રીસ દિવસનો એક, એવા વર્ષભરમાં બાર મહિના ગણીએ તો વરસના ૩૬૦ દિવસ જ થાય છે. આ બધી ગરબડ આપણે કોઈ પણ રીતે દૂર કરવી પડે. એમ ન કરીએ તો ચંદ્રનું વરસ, સૂર્યના વરસને હિસાબે પાછળ રહેતું જાય.

પહેલા તો ચંદ્રનો મહિનો બરાબર માપવા માટે આપણે ચંદ્રના માર્ગ પર આપણે ૩૦ સમય દર્શક સ્થાનો નક્કી કરવાં પડશે, જેને આપણે તિથિ કહીશું. ચંદ્ર જે દિવસે પહેલા સ્થાને પહોંચે ત્યારે પહેલી તિથિને એકમ કહેવી, પંદરમું સ્થાન

પૂનમ અને ફરી પંદર તિથિઓ ગણતાં ૩૦મું સ્થાન અમાસ. આમ કરીશું એટલે ખબર પડશે કે ચંદ્રનો પૃથ્વી ફરતે ફરવાનો સમય પૂરા ૩૦ દિવસનો નથી. એ તો ૨૭ દિવસમાં એક ચક્કર મારી લે છે.

આ કારણે ચંદ્ર મહિનાના બધાય દિવસે તેણે જ્યાં પહોંચવું જોઈએ તે જગ્યા (તિથિ) પર સમયસર પહોંચતો નથી. આપણે નક્કી કરેલા પડાવે ચંદ્ર ન પહોંચ્યો હોય તો આપણે તે ત્યાં પહોંચે તેની રાહ જોવી પડશે. થોડા કલાકો કે આખી એક તિથિ પણ વધારવી પડે.

ચંદ્ર જો નક્કી કરેલા પડાવથી આગળ નીકળેલો હોય તો આપણે તે જ્યાં પહોંચ્યો છે તે સ્થાનને ધ્યાનમાં લઈ થોડા કલાકો કે આખી એક તિથિ ઓછી પણ કરવી પડે.

દા.ત. આઠમને દિવસે ચંદ્ર જ્યાં હોવો જોઈએ તેના કરતાં પાછળના સ્થાને હોય તો સાતમ દોઢ કે બે દિવસની કરવી પડે. એટલે કે બીજે દિવસે અડધો દિવસ સાતમ ગણાય કે બે આખી સાતમ પણ થાય.

એથી વિરુદ્ધ આઠમને દિવસે ચંદ્ર જ્યાં હોવો જોઈએ ત્યાંથી આગળ, નોમના સ્થાને પહોંચી ગયો હોય તો સાતમ પછી આઠમ અડધી જ આવે કે આવે જ નહીં એટલે કે સાતમ પછી સીધી નોમ કરવી પડે. એટલે કે આઠમની તિથિનો ક્ષય કરવો પડે.

આટલું કરવા છતાં સૂર્યનું વર્ષ અને ચંદ્રનું વર્ષ આગળપાછળ થઈ જાય છે. તેનો મેળ બેસાડવા ચંદ્રના વરસમાં દર અઢી વરસે આશરે ૩૦ દિવસ ઉમેરવા પડે છે. જે અધિકમાસ તરીકે જાણીતા છે.

ભારતીય કેલેન્ડરમાં ચંદ્રનો માર્ગ અને ગતિ બહુ મહત્ત્વનો ભાગ ભજવે છે. ખેડૂતો, વેપારીઓ, મંદિરો અને જનગણ બધાંને પોતાના કોઈ ને કોઈ કામ માટે 'આજે, અત્યારે ચંદ્ર ક્યાં છે?' તે જાણવાની જરૂર પડે છે.

ચંદ્રના માર્ગની આ લાક્ષણિકતાઓને વાર્તામાં વણીને બધા અથવા મોટા ભાગના લોકોને યાદ રહે તે માટે આ કથા રચાઈ હોય તેવું ન બને?

ભલે આ કથાના અનેકો સૂક્ષ્મ ઇંગિતો પણ હશે, અધ્યાત્મને રસ્તે કામ આવે તેવાં ગૂઢ રહસ્યો પણ હશે, પરંતુ ચંદ્રશેખર બનીને ચંદ્રને મસ્તકે ધારણ કરનાર શિવનું સ્વરૂપ સામાન્ય મનુષ્યને ચંદ્રની સ્થિતિ દ્વારા સમય માપનની રીતો સમજાવતું હોય તેવું પણ કેમ ન બને?

**નોંધઃ**

(વિવિધ પુરાણોમાં ચંદ્રની જુદી-જુદી કથાઓ છે. અગ્નિપુરાણ કહે છે, ભગવાન

બ્રહ્માએ જ્યારે સૃષ્ટિની રચનાનો વિચાર કર્યો ત્યારે સૌપ્રથમ માનસપુત્રોની રચના કરી. તેમના માનસપુત્રોમાં એક હતા અત્રિઋષિ. અત્રિનાં લગ્ન મહર્ષિ કર્દમની કન્યા અનસૂયા સાથે થયાં. દેવી અનસૂયાને ત્રણ પુત્રો થયા. દુર્વાસા, દત્તાત્રેય અને સોમ. આ સોમ એટલે ચંદ્ર.

અન્ય એક પુરાણકથા પ્રમાણે બ્રહ્માજીએ સૃષ્ટિની રચનાનું કાર્ય તેમના માનસપુત્ર અત્રિને સોંપ્યું. અત્રિઋષિએ અનુત્તર નામનું તપ શરૂ કર્યું. તેમની આંખોમાંથી કેટલાંક તેજોમય બિંદુ ટપક્યાં. તમામ દિશાઓએ આ પ્રકાશમય બિંદુઓને ઝીલીને પુરુષનું રૂપ આપ્યું અને તે ચંદ્ર કહેવાયો. માન્યતા છે કે એ જ તેજમાંથી પૃથ્વી પર અનેક જીવનદાયિની ઔષધિઓની ઉત્પત્તિ થઈ. બ્રહ્માજીએ ચંદ્રને નક્ષત્રો, વનસ્પતિઓ વગેરેનું સ્વામિત્વ આપ્યું.

એક કથા એવી છે કે દેવતાઓએ અને અસુરોએ ક્ષીરસાગરનું મંથન કર્યું, ત્યારે તેમાંથી જે ૧૪ રત્નો નીકળ્યાં તેમાંનો એક ચંદ્ર છે. એવું પણ કહેવાય છે કે ગ્રહ સ્વરૂપે ચંદ્રની ઉપસ્થિતિ સમુદ્રમંથન પહેલાં પણ હતી. મંથન ચંદ્ર અને ગુરુના શુભ યોગમાં થયું હોવાનું પણ લખેલું છે. વાર્તા તો બીજી ઘણી છે, પરંતુ સહુથી પ્રચલિત વાર્તા આ દક્ષપુત્રીઓવાળી છે.)

**[ક્રમશઃ]**

| | | | |
|---|---|---|---|
| અશ્વિની | BETA ARIES | | |
| ભરણી | ARIEIS | મેષ | ARIES |
| કૃત્તિકા | PLEAIDES | | |
| રોહિણી | ALDEBARAN | વૃષભ | TAURUS |
| મૃગશીર્ષ | ORION | | |
| આર્દ્રા | BETELGEUSE | મિથુન | GEMINI |
| પુનર્વસુ | | | |
| પુષ્ય | D.CANCRI | કર્ક | CANCER |
| આશ્લેષા | B. HYDRAE | | |
| મઘા | REGULUS | | |
| પૂ. ફાલ્ગુની | T. LEONIS | સિંહ | LEO |
| ઉ. ફાલ્ગુની | B. LEONIS | | |
| હસ્ત | CORVUS | કન્યા | VIRGO |
| ચિત્રા | SPICA | | |
| સ્વાતિ | ARCTURUS | તુલા | LIBRA |
| વિશાખા | A. LIBRAE | | |
| અનુરાધા | D.SCORPI | વૃશ્ચિક | SCORPIO |
| જ્યેષ્ઠા | ANTARES | | |
| મૂળ | LEAMDASCORPI | | |
| પૂ. અષાઢા | D. SAGITTAERIE | ધનુ | SAGITTARIUS |
| ઉ. અષાઢા | S. SAGITTARIE | | |
| શ્રવણ | ALTAIR | મકર | CAPRICORN |
| ધનિષ્ઠા | DELPHINUS | | |
| શતભિષા | | કુંભ | AQUARIUS |
| પૂ. ભાદ્રપદા | A. PEGASI | | |
| ઉ. ભાદ્રપદા | A. ANDROMEDE | મીન | PISCES |
| રેવતી | Z. PSICIUM | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| અગ્નિ | Beta Tauri | કપોત | Columba | યયાતિ | Perseus |
| અગસ્ત્ય | Canopus | કાલીય | Draco | યામ્યમત્સ્ય | Piscisaustrinus |
| અલ્ગોલ | Algol | કેશ | Coma Berenices | વીણા | Lyra |
| અભિજિત | Vega | કિરીટ | Corona Borealis | વૃષપર્વા | Cepheus |
| | | મહાશ્વ | Pegasus | વેદી | Ara |
| અનુરાધા | Delta Scopi | ગરુડ | Aquila | વૈતરણી | Eridanus |
| અરુંધતિ | Alcor | ગૃધ્ર | Phoenix | વાસુકી | Hydra |
| આર્દ્રા | Betelgeuse | ચષક | Crater | સર્પધર | Ophiuchus |
| ઉલૂપિ | | જાલ | Recticulm | સર્પમુખ | Caput |
| ચિત્રા | Spica | જિરાફ | Camelopardus | સર્પપુચ્છ | Coda |
| જય | Alpha Centauri | ઢાલ | Scutum | સપ્તર્ષિ | Ursa Major |
| જ્યેષ્ઠા | Antares | તિમિ | Cetus | ધ્રુવ મત્સ્ય | Ursa Minor |
| ધ્રુવ | Polaris | દેવયાની | Andromeda | સિંહલ | Leo Minor |
| નદીમુખ | Achemar | ત્રિકોણ | Trianglum | સિંધુ | Indus |
| પુરુષ | Pollux | ત્રિશંકુ | Alphacrucis | સ્વસ્તિક | Crux |
| પ્રકૃતિ | Castor | ધ્રુવમત્સ્ય | Ursa Minor | શર્મિષ્ઠા | Cassiopeia |
| પ્રભાસ | Procyon | નરાશ્વ | Centaurus | શર | Sagitta |
| બાણરજ | Rigle | નૌતલ | Carina | શરટ | Lacerta |
| બ્રહ્મહૃદય | Capella | નૌપૃષ્ઠ | Puppis | શશક | Lepus |
| બિડાલ | Lynx | નૌવસ્ત્ર | Vela | શુનિ | Canis Minor |
| મીરા | Mira | બક | Grus | શિલ્પી | Sculptor |
| વશિષ્ઠ | Mizar | બ્રહ્મમંડળ | Auriga | શૌરિ | Hercules |
| વિજય | Beta Centauri | ભઠ્ઠી | Fomnax | ભૂતેશ | Bootes |
| વ્યાધ | Sirius | મધુચક્ર | M-44 | શ્વાન | Canismajor |
| શ્રવણ | Altair | મયૂર | Pavo | વૃક | Lupus |
| હંસપુચ્છ | Deneb (Gandhi) | મૃગયાશ્વાન | Canes Venatici | હંસ | Cygnus |
| અસિમીન | Dorado | મીનાસ્ય | Famalhaut | એકશૃંગી | Monoceros |



# અજાણ્યો અતીત

☐ ગીતા માણેક

જીતે ચાવી વડે દરવાજો ખોલ્યો. લૅપટૉપ બૅગ અને સૂટકેસ સહિત તે સીધો સોફામાં લગભગ પછડાયો.

"શીટ્... આના કરતાં તો ટ્રેન સારી." તે મનોમન બબડ્યો.

સાડાચાર કલાક દિલ્હી ઍરપૉર્ટ પર મુંબઈની ફ્લાઇટની રાહ જોયા પછી મુંબઈના આકાશમાં તેના વિમાને પોણો

કલાક સુધી ચકરાવા લીધા હતા, કારણ કે ઍરપૉર્ટ પર એટલો ટ્રાફિક જામ હતો કે લૅન્ડિંગ માટે પરવાનગી જ નહોતી મળતી. આ બધું ઓછું હોય એમ ઍરપૉર્ટથી વરલી પહોંચતાં-પહોંચતાં સવાબે કલાક લાગ્યા હતા. તેને સખત માનસિક અને શારીરિક થાક પણ લાગ્યો હતો.

''જીત, તારું બી.પી. હાઈ છે, એક વાર ટોટલ બૉડી ચેક-અપ કરાવી લે. આફ્ટર ફૉર્ટી વરસમાં એકાદ વાર ચેક-અપ કરાવતાં રહેવું જોઈએ.'' ડૉ. સ્વપ્નીલે પ્રિસ્ક્રિપ્શન લખતાં-લખતાં કહ્યું હતું.

''તું અને તારી બૈરી, તમે બંનેએ નક્કી કર્યું છે કે મને વારંવાર યાદ દેવડાવતાં રહેવું કે આઇ હેવ ક્રૉસ્ડ ફૉર્ટી. કાલે મિકી મને કહેતી હતી કે જીત, હવે તો લગ્ન કરવાનું વિચાર નહીં તો આજીવન વાંઢો રહી જઈશ. યુ આર ઑલરેડી ફૉર્ટી.'' જીતે બ્લડપ્રેશર માપવા માટે ઊંચી કરેલી બાંય નીચે ઉતારતાં-ઉતારતાં કહ્યું.

''તો એમાં મિકીએ તને ખોટું શું કહ્યું? શી ઇઝ રાઇટ.''

''બસ, આ જ કારણ છે કે હું પરણતો નથી. તારે પણ તારી બૈરીની હામાં હા કહેવી જ પડે છે ને!''

''જીત, આઇ ઍમ નૉટ જોકિંગ, પણ સાચું કહેને કે તને ક્યારેય નથી લાગતું કે યુ મસ્ટ હેવ અ વાઇફ, અ ફૅમિલી.''

''કેમ, તને મારી ઈર્ષ્યા થાય છે? ઍની વે, બહુ સિરિયસલી કહું તો સાચે જ મને એવી કોઈ ઇચ્છા નથી થતી. જેમ છું એમ બહુ મોજમાં છું, યાર. અને તમારા બધાના હાલ જોઈને થાય છે કે આ બધી માથાકૂટ શા માટે વહોરી લેવી. આઇ લવ માય ફ્રીડમ.''

''આ બધી વાતો અત્યારે સારી લાગે છે, પણ જેમ-જેમ યુ વિલ ગ્રો ઓલ્ડ, તને તારા પોતાના માણસની, ફૅમિલીની જરૂર લાગશે, પણ ત્યારે બહુ મોડું થઈ ગયું હશે.''

''ઓ.કે. - ઓ.કે. વિચારીશ, બસ, પણ ડૉક્ટર, અત્યારે ઘણાંબધાં ફૅમિલી તમારી રાહ જોઈ રહ્યાં છે. કાલે ક્લબ પર આવે છે ને!''

''ના... ના, કાલે તો સાસરે જવાનું છે, જમવા. નહીં જાઉં તો મિકી મારી નાખશે.''

''વન મૉર રિઝન કે હું લગ્ન નથી કરતો. ઍની વે, ઍન્જૉય યૉર સન્ડે ઍટ યૉર ઇન-લૉઝ.'' જીત હસતાં-હસતાં બહાર નીકળી ગયો હતો.

સ્વપ્નીલે સાચું જ કહ્યું હતું, એકવાર બૉડી ચેક-અપ કરાવી લેવું પડશે. આજકાલ થાક પણ બહુ લાગે છે. જીતે શૉવર નીચે ઊભાં-ઊભાં વિચાર કર્યો. આજે જ સ્વપ્નીલને ફોન કરીને કહીશ કે ચેક-અપ માટે હૉસ્પિટલમાં ઍપૉઇન્ટમેન્ટ લઈ લે.

જીતને થયું એક ડૉક્ટર અંગત મિત્ર

હોય તો એના ઘણા બધા ફાયદા હોય છે. મમ્મીની કૅન્સરની બીમારી વખતે સ્વપ્નીલ અને મિકીની મદદ ન હોત તો શું થયું હોત એની તો તે કલ્પના જ નહોતો કરી શકતો. હૉસ્પિટલમાં, ડૉક્ટરો પાસે બધે જ સ્વપ્નીલ સાથે જ રહેતો. છેલ્લે પણ સ્વપ્નીલ જ તો મમ્મીની બાજુમાં હતો. પોતાની પ્રૅક્ટિસના ભોગે પણ સતત તેણે અને મિકીએ - બંનેએ મમ્મીની એટલી જ સેવા કરી હતી જાણે સગાં દીકરો-વહુ હોય! સ્વપ્નીલ અને મિકીના આ ઉપકારને તે ક્યારેય ભૂલી શકે એમ નહોતો.

જીતને સ્વપ્નીલે પૂછેલો પ્રશ્ન ફરી યાદ આવી ગયો.

તને ક્યારેય નથી લાગતું કે તારે પણ પત્ની હોય, તારું પોતાનું ફૅમિલી હોય...

તેને થયું કે હકીકત તો એ હતી કે સ્વપ્નીલ, મિકી, સુહાની તેના પોતાના ફૅમિલી જેવાં જ તો હતાં. સુહાની માટે શું તેને પોતાને પણ દીકરી જેટલું જ વહાલ નહોતું? તેને થયું કે આ લોકો ન હોત તો કદાચ તેણે લગ્ન કરવાનો, પોતાના ફૅમિલી માટેનો વિચાર કર્યો હોત.

જીત ભીનું માથું લૂછતાં-લૂછતાં કિચનમાં ગયો. ગૅસ પર પડેલા તપેલા પરનું ઢાંકણું તેણે ખસેડ્યું કે તરત જ કાંદા-બટાટાના શાકની સોડમથી તેનું નાક ભરાઈ ગયું. બીજા તપેલામાં ખીચડી અને તેના ઉપર રોટલી ઢાંકેલી હતી.

''વેલ, આ લક્ષ્મણમહારાજ ન હોતને તોય લગ્ન કરવાં પડ્યાં હોત.'' જીત મનોમન હસી પડ્યો.

લક્ષ્મણમહારાજ અને કામવાળી શોભા તેનું ઘર એટલું સરસ ચલાવતાં હતાં કે કદાચ તેની વાઇફ પણ આવું સરસ ઘર મૅનેજ ન કરી શકત. તે બંનેને મહિને પગાર આપો અને કોઈ મુશ્કેલીમાં થોડી આર્થિક મદદ કરો એટલે પત્યું અને આમ જુઓ તો તેમને પણ ભાવતું જ મળ્યું હતું ને! એકલા માણસને કેટલું જોઈએ? ઉપરાંત શેઠાણીની કટ-કટ નહીં.

જીતને થયું કે તેના જીવનમાં કોઈ સ્ત્રી માટે પર્મનન્ટ જગ્યા જ નહોતી. હી વૉઝ હૅપ્પી અલોન ઍન્ડ હૅપ્પીલી અનમૅરિડ.

જાતે જ થાળી પીરસીને તે હૉલમાં આવ્યો. આન્સરિંગ મશીનની લાઇટ ઝબૂકતી હતી. તેણે પ્લેનું બટન ચાલુ કર્યું. એક પછી એક મૅસેજ વાગવા માંડ્યા.

''હાઇ, સિમરન હિયર, ક્યાં ગાયબ છો? કેટલા દિવસથી મળ્યો નથી, એક ફોન પણ ન કરી શકાય? મોબાઇલ પર ટ્રાય કર્યો હતો. આઉટ ઑફ રેન્જ આવતો હતો. તારી જેમ જ. ઍની વે, મારો ફોન નંબર છે કે ડિલીટ કરી નાખ્યો છે? ઇન ધૅટ કેસ માય નંબર

ઇઝ ...૯૮...'' જીતે સ્મિત કરતાં એના પછીનો મૅસેજ ઑન કર્યો.

જીતને થયું સિમરનમાં ખરેખર બહુ જ ધીરજ હતી. સિમરનની કંપની તેને ગમતી હતી. તેની સાથેના બે વીક-એન્ડ અલીબાગ અને લોનાવલામાં તેણે એન્જૉય કર્યા હતા. સિમરને એકાદ વાર આડકતરી રીતે લગ્નની વાત છેડી હતી, પણ પોતે પહેલેથી જ સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું હતું, ''જો સિમરન, હું લગ્ન-બગ્ન કરવામાં માનતો નથી. પહેલેથી જ કહી દઉં છું એટલે પછી તને એવું ન લાગે કે મને ડીચ કરી છે.''

તેને ખબર હતી કે સિમરનને એવું લાગતું હતું કે તે જીતને જીતી લેવામાં સફળ થશે અથવા સ્વપ્નીલ કહેતો હતો એમ કદાચ તે ખરેખર જીતને ચાહતી હતી.

આન્સરિંગ મશીન પર સ્વપ્નીલનો પણ મૅસેજ હતો. તે સાંભળી લીધા પછી જીત થાળી મૂકવા ઊભો થવા જતો હતો ત્યાં જ એક અજાણ્યા અવાજે તેને રોકી લીધો.

જીતે તેના અનુભવ પરથી અનુમાન કર્યું કે તે યુવાન વીસેક વર્ષની આસપાસનો હોવો જોઈએ. તેના અવાજમાં ગજબનો કૉન્ફિડન્સ હતો, કમાન્ડ હતો અને છતાંય તે ઉંમરના છોકરામાં હોય એવી નફિકરાઈ પણ હતી. અવાજ અજાણ્યો હોવા છતાં કોણ જાણે કેમ તેને લાગતું હતું કે આ અવાજ તેણે કદાચ અગાઉ ક્યાંક સાંભળ્યો છે.

''હાઇ, જીત આઇ ઍમ આદિત્ય, વૉન્ટ ટુ મીટ યુ. આઇ ઍમ શ્યૉર ઈવન યુ વિલ બી ઇન્ટરેસ્ટેડ ઇન મિટિંગ મી. વિલ વેઇટ ફૉર યુ ઍટ તાજ શામિયાના. હેલ્લો, મને કેવી રીતે ઓળખશો એની ચિંતા કરવાની જરૂર નથી. યુ કાન્ટ મિસ મી. સી યુ ઍટ તાજ શામિયાના. સન્ડે ઇવનિંગ. શાર્પ ઍટ ફોર. બાય.''

* * *

''હાઇ, ડીડ યુ ઇવોપરેટ ઇન હીટ ઑફ ઇન્ડિયા... હિંદુસ્તાનની ગરમીમાં તારું બાષ્પીભવન થઈ ગયું છે કે શું? અહીં ન્યૂ યૉર્કમાં પાછો ક્યારે વરસવાનો છે?'' આદિત્યે મોબાઇલની સ્ક્રીન પર વાંચ્યું ત્યારે તેને ખ્યાલ આવ્યો કે ઍન તેને કેટલી મિસ કરી રહી છે.

''ઍન, આઇ મિસ યુ ટુ... પણ તને ખબર છે ને કે હું જે મિશન પર અહીંયાં આવ્યો છું એ મારા માટે કેટલું મહત્ત્વનું છે. પ્લીઝ... પ્લીઝ અધીરી ન થા. હું બનશે એટલો જલદી આવીશ. આમ પણ મારી ટર્મ પણ શરૂ થવાની છે. ગિવ મી ફ્યુ મૉર ડેઝ. મારી માસી મને બોલાવી રહી છે. આઇ વિલ હેવ ટુ ગો. બાય, કૅચ વિથ યુ લેટર.''

આદિત્ય રૂમની બહાર આવ્યો ત્યારે તેણે જોયું કે સરોજમાસી થાળી પીરસીને તેની રાહ જોતી બેઠી હતી.

તેને થયું મા, સાચું કહેતી હતી. ઇન્ડિયા ઇઝ રિયલી અમેઝિંગ કન્ટ્રી. તે

છેલ્લા બે મહિનાથી પણ વધુ સમયથી સરોજમાસીના ઘરે હતો અને છતાં કોઈનેય તેના પ્રત્યે સહેજ પણ અણગમો નહોતો થતો. ફ્રેન્કલી સ્પીકિંગ, જો તેનો કોઈ કઝિન કે સગાંવહાલાં આટલા દિવસ પોતાના ઘરે રહ્યાં હોત તો તે તેમને સહન ન કરી શક્યો હોત.

તેણે ભરેલી થાળી તરફ જોયું. પ્લેટમાં પાલક-પનીરનું શાક જોઈ તેને ખ્યાલ આવી ગયો કે સરોજમાસીએ ફરી એકવાર પોતાના માટે આ શાક બનાવ્યું હતું અને દરરોજ યાદ કરીને તેના માટે ઘી ચોપડ્યા વિનાની રોટલી અલગ રાખતાં હતાં.

તેને થયું કે હવે તેણે વહેલામાં વહેલી તકે પાછા ચાલ્યા જવું જોઈએ. આદિત્યને થયું જો તેની પાસે રહેવા માટે સરોજમાસીનું ઘર ન હોત તો કદાચ તેણે દસેક દિવસમાં જ પાછા જવું પડત, કારણ કે હૉટેલમાં આટલા બધા દિવસ રહેવાનું તેના માટે શક્ય જ નહોતું. તેને નવાઈની વાત તો એ લાગતી હતી કે કોઈ તેને પૂછતું પણ નહોતું કે આટલા બધા દિવસ તે અહીંયાં શું કરી રહ્યો હતો? તેણે તો સરોજમાસીને ફક્ત એટલું જ કહ્યું હતું કે તે એક પ્રોજેક્ટ માટે અહીંયાં આવ્યો છે. કોઈએ ક્યારેય પૂછપરછ કરી નહોતી કે કેવો પ્રોજેક્ટ અને શાનો પ્રોજેક્ટ?

'આદિ, આ અથાણું ચાખ. નીલુને તો બહુ જ ભાવતું હતું. અમે વૅકેશનમાં બા સાથે મામાના ઘરે જતાં ત્યારે હું અને નીલુ આ અથાણું ચોરીને ખાતાં. બા બહુ જ વઢતી. એકવાર તો નીલુને મારવા માટે તેણે હાથ ઉપાડ્યો હતો, પણ હું નીલુને તેના હાથમાંથી છોડાવીને લઈ ગઈ હતી.' સરોજમાસીની આંખમાં નાની બહેનને યાદ કરતાં પાણી આવી ગયાં.

આદિત્યને થયું સરોજમાસી વધુ પડતાં સેન્ટિમેન્ટલ હતાં. આ બે મહિનામાં તે મમ્માને એટલે કે તેની નાની બહેનને યાદ કરીને બાવીસ વખત રડ્યાં હતાં. મા તો તેને પણ બહુ યાદ આવતી હતી. આજે પહેલી વાર આદિત્યને વિચાર આવ્યો કે પોતે પણ આમ રડી શકતો હોત તો કદાચ સારું હતું.

''આઉચ...'' અથાણું મોંમાં મૂકતાં જ આદિત્યના મોંમાંથી સિસકારો નીકળી ગયો. તેની આંખમાંથી પાણી નીકળવા માંડ્યાં.

સરોજમાસી દોડીને પાણીનો ગ્લાસ લઈ આવ્યાં અને તેની પીઠ પસરાવવા માંડ્યાં અને ''સૉરી... સૉરી...'' કહેવા માંડ્યાં.

''ઇટ્સ ઓ.કે. માસી, આઇ ઍમ ફાઇન'' આદિત્યે કહેવાનો પ્રયાસ કર્યો. 'ઇટ વૉઝ બીટ સ્પાઇસી, બટ ઇટ્સ વેરી ટેસ્ટી.''

આદિત્યને ક્યારેક-ક્યારેક સરોજમાસીનો બહુ કંટાળો પણ

આવતો. તે નાની-નાની બાબતમાં બહુ હાઇપર થઈ જતાં હતાં.

અમેરિકામાં જ જન્મીને મોટા થયેલા આદિત્ય માટે હિંદુસ્તાનનું ઘણુંબધું બહુ જ વિચિત્ર હતું. તેની માએ તેને મહાભારત, રામાયણની વાર્તાઓથી માંડીને પુરાણોની પણ ઘણી બધી વાતો કરી હતી. તેને ભગવદ્‌ગીતાના શ્લોક પણ મોઢે હતા. તે આ બધાં સગાંવહાલાંઓને ક્યારેય મળ્યો નહોતો, પણ તેમના વિશે બધું જ જાણતો હતો.

મા હંમેશાં તેની સાથે ગુજરાતીમાં જ વાત કરતી. આ બધું તેને અત્યારે બહુ કામ લાગી ગયું હતું. માએ તેને અમેરિકામાં પણ હિંદુસ્તાની તરીકે ઉછેર્યો હતો. હવે તેને લાગતું હતું કે કદાચ માએ ઈસ્ટ અને વેસ્ટનું બેસ્ટ પૉસિબલ કૉમ્બિનેશન કરવાનો પ્રયાસ કર્યો હતો. આદિત્યને થયું માએ તેના માટે કેટલું બધું કર્યું હતું. તેની અને તેની માની એક દુનિયા હતી, જ્યાં તે બંને જ હતાં. કોઈ જ ત્રીજાની જરૂર પણ નહોતી.

ત્રીજી વ્યક્તિ એટલે કે તેના ડેડીને તેણે કાયમ ફોટામાં જ જોયા હતા. મા અને ડેડીનો ફોટો, મૅરેજ વખતે પાડેલો ફોટો, ડ્રૉઇંગરૂમની કૅબિનેટ પર હતો. મા હિંદુસ્તાનથી ન્યૂ યૉર્ક આવી એ પહેલાં જ તેના પોતાના ફાધરનું ડેથ થઈ ગયું હતું અને એ વખતે મા પ્રેગ્નન્ટ હતી, એટલે કે તેના જન્મ પહેલાં જ ડેડીનું ડેથ થઈ ગયું હતું એવું બધાએ તેને કહ્યું હતું. તેના ડેડી તેના માટે ફોટોફ્રેમમાં જડાયેલો એક ચહેરો હતા. ધૅટ્સ ઑલ. એ નિર્જીવ ફોટા માટે તેના હૃદયમાં ક્યારેય કોઈ લાગણી થતી નહોતી. માએ પણ ક્યારેય ડેડી વિશે ખાસ વાત કરી નહોતી.

મા જ તેના માટે બધું કરતી. તેને સ્કૂલમાં મૂકવા જવો, ઘરનું કામ, શૉપિંગ, સ્વિમિંગ, હૉલિડેઝમાં ટ્રેકિંગ પર પણ મા જ સાથે આવતી.

''મહેન્દ્ર ગુજરી ગયો કે તરત જ થોડા વખતમાં નીલુએ અચાનક અમેરિકા જવાનું નક્કી કરી લીધું હતું. અમારા બધા પાસે બ્રિટિશ પાસપૉર્ટ હતો, કારણ કે મારા દાદા યુગાન્ડામાં હતા. બ્રિટિશ પાસપૉર્ટ હતો એટલે તેને અમેરિકા જવામાં બહુ તકલીફ પણ નો પડી. અમે તેને બહુ કીધું કે એકલી ત્યાં રહીને શું કરીશ? પણ નીલુ પહેલેથી જ બહુ જિદ્દી હતી. એકવાર ધાર્યું કે પછી તેને સમજાવવી બહુ અઘરી. અરે, તેણે મને જરાક પણ અણસાર આવવા દીધો હોત ને કે તે પ્રેગ્નન્ટ છે તો હું તેને જાવા જ ન દેત, પણ છેક આઠમા મહિને તેણે ત્યાંથી મને ફોન કર્યો કે મારી ડિલિવરી કરવા આવ. મારી પાસે ક્યાં કંઈ છૂટકો જ હતો. બધું મૂકીને હું તમારા ઘરે દોડી આવી હતી.'' સરોજમાસીએ ભૂતકાળ વાગોળતાં કહ્યું હતું.

તેના ડીએનએમાં જ કદાચ માની આ

જિદ્દ આવી હતી અને એટલે જ તો તે અમેરિકાથી છેક અહીંયાં આવ્યો હતો તેવી વ્યક્તિને શોધવા જેના તેની પાસે કોઈ વ્હેર અબાઉટ્સ નહોતા.

* * *

જીતે જે કરવા જ પડે એમ હતા એ એક-બે અર્જન્ટ ફોન પતાવ્યા. સ્વપ્નીલને પણ ફોન કર્યો, પણ તેનો ફોન વૉઇસ મેલ પર ગયો એટલે ફક્ત ટૂંકો મૅસેજ મૂક્યો : ''હું દિલ્હીથી આવી ગયો છું. બાય.''

રિમોટ વડે ટેલિવિઝન ઑન કર્યું અને ચૅનલો ફેરવ્યે રાખી. બધી જ ન્યૂઝ ચૅનલો પર લગભગ એકસરખા જ સમાચારો આવતા હતા. તદ્દન નકામા સમાચારો.

જીતે કંટાળીને ટીવી ઑફ્ફ કર્યું. ખોટો સમય બગાડવાને બદલે ઊંઘી જવું તેને મુનાસિબ લાગ્યું. તેણે પથારીમાં જઈને લંબાવ્યું. લાઇટ ઑફ્ફ કરી ઊંઘવાનો પ્રયાસ કર્યો, પણ ક્યાંય સુધી ઊંઘ જ ન આવી.

આવું ઘણીવાર થતું. લાઇટ ચાલુ કરી સામેની સેલ્ફ પરથી વાંચવાની બાકી રહેલી એક નવલકથા લઈ તે ફરી પથારીમાં પડ્યો, પણ પછી તેને શું સૂઝ્યું કે હૉલમાં જઈને ફરીવાર આન્સરિંગ મશીન ઑન કર્યું. એક પછી એક મૅસેજ ફૉર્વર્ડ કરતાં-કરતાં તે છેલ્લા મૅસેજ પર પહોંચ્યો. આ મૅસેજ તેણે ફરીવાર સાંભળ્યો, ધ્યાન દઈને સાંભળ્યો :

''હાઇ, જીત આઇ ઍમ આદિત્ય. વૉન્ટ ટુ મીટ યુ. આઇ ઍમ શ્યૉર ઈવન યુ વિલ બી ઇન્ટરેસ્ટેડ ઇન મિટિંગ મી...''

આ મૅસેજ કોણે મૂક્યો હશે? તેનું મન ચકરાવે ચડવા માંડ્યું. કમ્પ્યૂટરમાં કોઈ ફાઈલ શોધવા માટે સર્ચનો કમાન્ડ આપીએ એમ તેણે તેના મગજને આ અવાજ કોનો હોઈ શકે, આ અગાઉ તેણે ક્યારેય આ અવાજ સાંભળ્યો હતો કે નહીં એ માટે પોતાના મગજને સર્ચનો કમાન્ડ આપ્યો, પણ આ અવાજ સ્ટોર થયો હોય એવી કોઈ માહિતી તેને તેના મગજ પાસેથી મળી નહીં. છતાંય તેને લાગતું હતું કે આ અવાજ બહુ પરિચિત લાગતો હતો. ક્યાં? ક્યારે? કંઈ યાદ આવતું નહોતું.

- આ માણસ કોણ હતો અને પોતાને શું કામ મળવા માગતો હતો?

- કદાચ રૉન્ગ નંબર હશે. બીજા કોઈને મળવા માગતો હશે અને ભૂલથી મને ફોન થઈ ગયો હશે.

- ના, એ શક્ય નથી, કારણ કે તે સ્પષ્ટ બોલ્યો છે, હાઇ, જીત... આ મૅસેજ તેણે મારા માટે જ મૂક્યો છે.

- પણ મારે શા માટે તેને મળવા જવું જોઈએ. હેલ વિથ હિમ.

- પણ તેણે તો કહ્યું કે તમને પણ મને મળવામાં રસ પડશે.

- એવું તેણે શું કામ કર્યું હશે? મને તેને મળવામાં શા માટે રસ હોય? હું

તો તેને ઓળખતો પણ નથી. મને તો તેનું નામ પણ ખબર નથી.

- નામ મૂક્યું છે તેણે મૅસેજમાં? શું નામ છે તેનું?

જીતે ફરીવાર મૅસેજ વગાડ્યો.

આદિત્ય... આ નામની કોઈ વ્યક્તિને તે મળ્યો હોય એવું લાગતું નથી. તેની બોલવાની રીત પરથી તે કોઈ યંગસ્ટર લાગે છે.

- કોઈએ નક્કી મજાક કરી છે.

- પણ આવી મજાક કોઈ શું કામ કરે?

મૅસેજમાં બધું જ સ્પષ્ટ કહ્યું છે. રવિવારે તાજ શામિયાનામાં. બપોરે ચાર વાગ્યે. ચિંતા નહીં કરતા કે તમે મને કેવી રીતે ઓળખશો? તમે મને ઓળખી કાઢશો.

- બુલ શીટ. જે માણસને હું જિંદગીમાં મળ્યો નથી, જે કોણ છે એની મને ખબર નથી તેને હું કેવી રીતે ઓળખી કાઢી શકું.

- પણ તે તો મને ઓળખતો જ હશે ને! અને રવિવારે બપોરે તાજ હૉટેલમાં કંઈ ભૂલેશ્વર જેવી ગરદી તો નહીં જ હોય કે તે મને શોધી ન શકે. તે જ મને શોધીને મને બોલાવશે ને!

- ઓળખવા કે ન ઓળખવાનો સવાલ જ ક્યાં ઊભો થાય છે? હું શું કામ જાઉં કોઈને મળવા? અને તે પણ રવિવારની બપોરે આવા આદિત્ય-ફાદિત્યને મારે મળવા જવાની જરૂર જ શું છે?

જીતને અચાનક અહેસાસ થયો કે તે ક્યારનોય મનમાં ને મનમાં એકલો-એકલો પોતાની જાત સાથે વાતો કરતો હતો. તેને પોતાના પર જ સખત ગુસ્સો આવ્યો કે એક અજાણ્યા છોકરાના ફોનને તે આટલું બધું મહત્ત્વ જ શા માટે આપી રહ્યો છે? અને અડધી રાતે તેના વિશે અને તેને મળવા જવા વિશેના આટલા બધા વિચારો શા માટે કરી રહ્યો છે?

બીજા દિવસે ક્લબમાં રમીની બે-ત્રણ ગેમ રમતાં-રમતાં જીતે વ્હિસ્કીના સાડાત્રણ પેગ પેટમાં પધરાવી દીધા. પાછા વળતાં કોણ જાણે કેમ પણ અચાનક તેને પેલો મૅસેજ યાદ આવી ગયો અને બિલ્ડિંગમાં તેના પાર્કિંગમાં કાર પાર્ક કરતાં સુધી તે તેના વિશે જ વિચારતો રહ્યો. તેને થયું કે આદિત્યનો મૅસેજ જાણે કોઈ ભૂત છે અને એકલા પડતાંની સાથે જ તેને કનડી રહ્યું છે.

કાર લૉક કરતાં-કરતાં તેણે મક્કમ નિર્ધાર કરી લીધો કે આ આદિત્ય જે કોઈપણ હોય તેની સાથે તેને કોઈ લેવાદેવા નથી અને તે હવે ક્યારેય તેના વિશે વિચારવાનો નથી.

* * *

''તું જીવતો છે? મને તો એમ કે તું મરી ગયો હોઈશ!'' સિમરનના અવાજમાં ઠપકો અને નારાજગી બંને હતાં.

''સૉરી બાબા. દિલ્હીથી આવ્યો ત્યારે તારો મૅસેજ હતો, પણ એટલો બધો બિઝી થઈ ગયો કે આઇ લિટરલી ફર્ગોટ.''

''તો આજે કેમ યાદ આવી ગઈ?''

''ડિનર પર મળીએ?''

''ઍક્ચ્યુલી, આઇ ઍમ ડાઇંગ ટુ મીટ યુ. મારે તને એક ન્યૂઝ આપવાના છે.''

''ઓ.કે. તો સાંજે મેરિયટમાં, સાત વાગ્યે?''

''ફાઇન.''

તે મેરિયટ પહોંચ્યો ત્યાં સુધીમાં સિમરન આવી ગઈ હતી. ટ્રાફિકને કારણે તેને પહોંચતાં મોડું થયું હતું. સિમરન લૉબીમાં સોફા પર જ બેઠી હતી. તેણે સિમરનને દૂરથી જ જોઈ. આછા કેસરી રંગના સિફોનના સલવાર-કમીઝમાં તે ખૂબ સુંદર લાગતી હતી.

વ્હિસ્કી વિથ સોડા અને સિમરન માટે વ્હાઇટ વાઇન ઑર્ડર કર્યા પછી થોડીક આડીઅવળી વાત કરીને જીતે પૂછ્યું, ''એક વાત પૂછું? આમ તો મારે પૂછવું ન જોઈએ, પણ... તો પણ... તારા ડિવૉર્સ થયાને બે વર્ષ વીતી ગયાં સિમરન, તેં હજુ સુધી લગ્ન માટે વિચાર્યું કેમ નથી?''

''આ જ સવાલ હું તને પૂછું તો?''

''હું તો પહેલેથી જ બહુ સ્પષ્ટ છું. આઇ ડૉન્ટ થિંક, પણ મારી વાત જવા દે. તે મારા સવાલનો જવાબ ન આપ્યો.''

''આજે અચાનક આવું બધું કેમ પૂછે છે?''

''અમસ્તા, જસ્ટ વિચાર આવ્યો કે કદાચ પછી આગળ જતાં...''

''મારી જિંદગીની તારે ચિંતા કરવાની જરૂર નથી. આઇ કૅન ટેક કૅર ઑફ માયસેલ્ફ.''

''કમ ઑન સિમરન. મારો તને હર્ટ કરવાનો ઇરાદો નહોતો પણ...''

''જીત, તેં ક્યારેય કોઈને પ્રેમ કર્યો છે? કોઈને પણ, આઇ મીન ફક્ત વિજાતીય પ્રેમની વાત નથી કરતી. કોઈપણ. કોઈ મિત્ર, કોઈ સંબંધી, કોઈ બાળક, કોઈ પ્રાણી... કૂતરો, બિલાડી ઍનીબડી?''

''વ્હૉટ ડુ યુ મીન સિમરન? તું કહેવા શું માગે છે?''

''પ્રેમમાં એક કમિટમેન્ટ, એક જવાબદારી હોય છે, જેને તમે પ્રેમ કરતા હો તેની જવાબદારી. આમ જુઓ તો તમે જે કંઈ કરો એમાં એક જવાબદારી સ્વીકારવી જ પડતી હોય છે. એક કમિટમેન્ટ. ફૉર એક્ઝામ્પલ. તું ડ્રાઇવ કરે તો એમાંય એક કમિટમેન્ટની જરૂર પડે છે. ટ્રાફિકના નિયમો, બીજાં વાહનોને નુકસાન ન પહોંચે, રસ્તા પર ચાલતા માણસ પ્રત્યેનું પણ એક જનરલ કમિટમેન્ટ ટોવર્ડ્સ હ્યુમેનિટી. મને લાગે છે ખાસ કરીને તારા જેવા પુરુષો કમિટમેન્ટથી દૂર ભાગે છે. જે પુરુષો પરણી પણ જાય છે તેમાંના મોટાભાગના

પછી નાછૂટકે આ બધાં કમિટમેન્ટ કમને નભાવે છે. નેવું ટકા કે કદાચ એનાથી વધારે પુરુષો લગ્નનાં ચાર-પાંચ વર્ષમાં અનુભવે છે કે તેમણે લગ્ન નહોતાં કરવાં જોઈતાં. મને ખાતરી છે કે મોટાભાગના પુરુષો તારી ઈર્ષ્યા કરતા હશે અને મનમાં ઇચ્છતાં પણ હશે કે તેમણે પણ તારી જેમ જ કરવું જોઈતું હતું. રિલેશનશિપ વિધાઉટ કમિટમેન્ટ.''

જીત થોડીક વાર કંઈ બોલી ન શક્યો.

''ઍની વે, જીત પણ હું કોઈને કમિટ કરવા જઈ રહી છું. મારે ઘણા દિવસથી તારી સાથે આ વાત શૅર કરવી હતી. મેં બે-ત્રણ વાર મૅસેજ પણ મૂક્યા હતા પણ...''

સિમરનના મૅસેજને તે રિસપૉન્ડ કરતો નહોતો કે પછી હું બિઝી છું પછી ફોન કરું છું એમ વ્હૉટ્સઍપમાં કહીને ટાળી દેતો હતો.

સિમરનની જિંદગીમાં એક પુરુષ આવ્યો હતો. મનદીપ. આ સાંભળીને કોણ જાણે કેમ પણ જીત થોડોક અસ્વસ્થ થઈ ગયો. સિમરન છેલ્લા કેટલાક સમયથી તેને ડેટ કરી રહી હતી અને હવે પરણવાનું પણ વિચારી રહી હતી. સિમરન તેને મનદીપ વિશે કહેતી રહી અને તે સાંભળતો રહ્યો.

સિમરનને મૂકીને જીત ઘરે આવ્યો ત્યારે સિમરનની વાત તેના મનમાં ઘૂમરાતી રહી. ખરેખર એવું હતું? તે ખરેખર કમિટમેન્ટથી ભાગતો હતો કે પછી...

તેણે ચાવી વડે યંત્રવત્ ઘર ખોલ્યું. આદતવશ આન્સરિંગ મશીન પાસે ગયો અને ઑન કર્યું.

'હાઇ જીત. ઍપૉઇન્ટમેન્ટ યાદ છે ને? આઇ થૉટ આઇ વુડ જસ્ટ રિમાઇન્ડ યુ. સન્ડે. ફોર ઇન ધ આફ્ટરનૂન. તાજ શામિયાના. બાય.''

જીતે ઘડિયાળ પર નજર કરી. રાતના સાડાબાર થયા હતા. શનિવાર પૂરો થઈ ચૂક્યો હતો અને રવિવાર શરૂ થઈ ગયો હતો.

* * *

''હાઇ, આદિત્ય...'' જીત તાજ મહેલ હૉટેલની શામિયાના રેસ્ટોરાંમાં પહોંચી ત્યાંનાં ટેબલો પર હજુ નજર ફેરવતો હતો ત્યાં જ એક યુવાને તેની સામે આવીને હાથ લંબાવ્યો.

જીત એક મિનિટ માટે ત્યાં જ થીજી ગયો. થોડીક ક્ષણો સુધી તે કંઈ જ પ્રતિક્રિયા ન આપી શક્યો.

''પેલા ટેબલ પર...'' ગ્રે રંગના ટી-શર્ટ અને જીન્સ પહેરેલા છોકરાએ સ્તબ્ધ ઊભેલા જીતને ટેબલ તરફ દોરતાં કહ્યું.

જીતને પોતાના જ હાથ પર ચૂંટી ખણવાની ઇચ્છા થઈ. તે યંત્રવત્ આદિત્ય સાથે ખૂણા પરના એક ટેબલ પર જઈને ગોઠવાયો. તેના મનમાં મશીનગનમાંથી ગોળીઓ છૂટે એના

કરતાં પણ વધુ ઝડપથી પ્રશ્નો ફૂટી રહ્યા હતા, પરંતુ તે એક વાક્ય પણ બોલી શકતો નહોતો.

આદિત્યે પોતાના માટે બ્લૅક કૉફીનો ઑર્ડર કર્યો અને પૂછ્યું, ''વ્હૉટ વિલ યુ પ્રિફર?''

''બ્લૅક કૉફી...'' જીતથી આદતવશ બોલાઈ જવાયું.

જીત હજુ પણ આદિત્યના ચહેરાને જ તાકી રહ્યો હતો. તેને લાગ્યું કે જાણે તેની પોતાની જ ફોટોકૉપી નહીં, ક્લોન... ઉંમરને કારણે થયેલા થોડાક ફેરફારને બાદ કરો તો આદિત્ય પોતાની મિરર ઇમેજ જ લાગતો હતો. તેના જેવા જ સિલ્કી વાળ, એ જ નાક-નકશો, ત્વચાનો રંગ થોડોક વધુ ઊજળો પણ બાકી બધું અદ્દલ પોતાના જેવું જ.

''મેં તમારો ફોટો જોયો ત્યારે હું પણ આટલો જ શૉક્ડ હતો.'' આદિત્યે કહ્યું, ''જોકે આમાં શૉક્ડ થવા જેવું કંઈ ન હોવું જોઈએ, કારણ કે સાયન્ટિફિકલી કહીએ તો યૉર ડીએનએ ઇઝ મૉર ઍક્ટિવ ઇન મી. ઍટલિસ્ટ લુક વાઇઝ તો ખરાં જ.''

''ડીએનએ?''

''સન ફાધર જેવો દેખાય એમાં નવાઈ પામવા જેવું શું છે?'' આદિત્ય સહેજ હસીને બોલ્યો.

''ફાધર? સન... એટલે કે...'' જીવનમાં કદાચ પહેલી વાર એવું બની રહ્યું હતું કે જીતને પોતે શું બોલવા માગે છે અને શું બોલી રહ્યો છે એનો મેળ ખાતો નહોતો.

''વેલ, એમાં ન સમજાવા જેવું કંઈ નથી મિ. જીત. મારી મમ્મા કહેતી એમ, દીવા જેવી ચોખ્ખી વાત છે. તમે મારા ફાધર છો અને આઇ ઍમ યૉર સન.''

''એક મિનિટ, તું ખરેખર આવો જ દેખાય છે કે...'' જીતને હજુ કંઈ જ ગડ બેસતી નહોતી.

''નો, નો મેં કોઈ મેકઅપ આર્ટિસ્ટ પાસે કંઈ કરાવ્યું નથી. યુ કૅન ચેક...'' આદિત્યે પોતાનો ચહેરો સહેજ આગળ કર્યો.

જીતને પોતાના પર જ ગુસ્સો આવી ગયો. શું પોતાનું મગજ બહેર મારી ગયું છે? આ કંઈ ઘટિયા ટેલિવિઝન સિરિયલ કે મૂવી નથી કે કોઈ પ્લાસ્ટિક સર્જરી કરાવીને તેની સામે દીકરો બનીને આવી જાય.

''બાય ધ વે, ધેર ઇઝ નો મેલાફાઇડ ઇન્ટેન્શન ટુ મીટ યુ. આઇ મીન ન તો હું તમને બ્લૅકમેઇલ કરવા માગું છું કે ન તો તમારી પાસેથી કંઈ વસૂલી કરવા આવ્યો છું. ઑલ ધ વે ફ્રૉમ ન્યૂ યૉર્ક ફક્ત તમને મળવા જ આવ્યો છું.''

પોતાનો દીકરો? જીતનું મગજ હજુ ચકરાવે ચડ્યું હતું. જીવનમાં ત્રણેક સ્ત્રીઓ સાથે તેના શારીરિક સંબંધ રહ્યા હતા. કોઈ સાથે પણ તેણે અનપ્રોટેક્ટેડ સેક્સ માણ્યું નહોતું અને તે ત્રણેય સ્ત્રીઓ સાથે તે સંપર્કમાં હતો. કોઈ

પ્રોફેશનલ સેક્સ-વર્કર સાથે પણ તેનો ક્યારેય સંબંધ રહ્યો નહોતો તો પછી તેનો દીકરો?

''તમારી મધર...'' જીતને સમજાયું નહીં કે આદિત્યને કેવી રીતે પૂછવું.

''બાય ધ વે, તમે મને તું કહી શકો. તમારાથી નાનો છું અને તમારો સન પણ છું. તમે તેમને નહોતા ઓળખતા.''

જીતને થયું કે તે કદાચ પોતાના માથાના બધા વાળ ખેંચી કાઢશે અને ચીસ પાડી દેશે.

''આ આખો મામલો શું છે? પ્લીઝ, પ્લીઝ તને જે કંઈ ખબર હોય એ બધું કહે.'' કોણ જાણે કેમ પણ તે આદિત્ય સાથે અચાનક અનૌપચારિક થઈ ગયો હતો.

આદિત્ય જોરથી હસ્યો. આસપાસના ટેબલ પર બેઠેલા લોકોની નજર પણ તેના તરફ જાય એટલું જોરથી.

''વેલ, આઇ વિલ જૉઇન ઑલ ધ બ્લૉક્સ ઑફ ધિસ સ્ટોરી ફૉર યુ.'' આદિત્યે એક પૉઝ લીધો અને પછી બોલવાનું ચાલુ કર્યું, ''નીલા મહેતા. મારી મા હતી. સેન્ટાક્રૂઝમાં રહેતી હતી. શી વૉઝ મૅરિડ ટુ મહેન્દ્ર મહેતા. તે લોકો ચાઇલ્ડ માટે પાંચેક વર્ષથી ટ્રાય કરતાં હતાં. ટેસ્ટ કરાવ્યા તો ખબર પડી કે મહેન્દ્ર- ટેક્નિકલી માય ફાધરના સ્પર્મ કાઉન્ટ્સ ઓછા હતા. ડૉક્ટરોએ સ્પર્મ ડૉનેશન લેવાનું સજેસ્ટ કર્યું. ધૅટ્સ હાઉ આઇ વૉઝ કન્સિવ્ડ... બાય યૉર સ્પર્મ્સ. સો યુ આર માય બાયોલૉજિકલ ફાધર!''

''ઓહ માય ગૉડ... યસ, મેં કરેલું સ્પર્મ ડૉનેશન. એક વાર...'' જીતને બધું યાદ આવી ગયું. તેને મનાલીની ટૂર પર જવું હતું, પણ પપ્પાએ પૈસા આપવાની ના પાડી હતી. નિયાઝ, તેના ક્લાસમેટે તેને સજેસ્ટ કર્યું હતું. સ્પર્મ આપી દીધા હતા. મનાલી ફરી આવ્યો પછી આ આખી વાત તે ભૂલી જ ગયો હતો.

''પણ...''

''મને આ બધી કેવી રીતે ખબર પડી રાઇટ? મારી મા ડેથ બેડ પર હતી ત્યારે તેણે મને બધી વાત કરી હતી. મહેન્દ્ર ડાઇડ ઇન ઍન ઍક્સિડન્ટ મચ બિફોર આઇ વૉઝ બૉર્ન અને હા, મેં બહુ કોશિશ કરી કે સ્પર્મ બૅન્કમાં જઈને મારા બાયોલૉજિકલ ફાધરનું નામ, ઍડ્રેસ શોધું, પણ યુ નો એ લોકો તો મને આવી કોઈ માહિતી આપે જ નહીં. મને એમ હતું કે મારી ઇન્ડિયાની આ બે મહિનાની ટૂર વેસ્ટ જ જશે, પણ આઇ કુડ ફાઇન્ડ યુ. મારી મમ્મા કહેતી હતી પ્રસિદ્ધિ, પૈસો અને જીવનમાં તમે ક્યારે કોને મળશો એ ડેસ્ટિની જ નક્કી કરે છે. હજુ ગયા અઠવાડિયે જ હું તમારી ફ્રેન્ડ સિમરનને અંધેરીના મૉલમાં અચાનક મળી ગયો. કૉફી શૉપમાં કૉફી પીતો હતો ત્યારે સિમરન મને ઘૂરી-ઘૂરીને જોતી હતી. આઇ વૉઝ રિયલી ફીલિંગ ઑક્વર્ડ.'' જાણે નજર સામે જ

ઘટના બની રહી હોય એ રીતે આદિત્ય કહી રહ્યો હતો.

''પણ તેમણે જ્યારે તેમના મોબાઇલમાં તમારો ફોટો દેખાડ્યો તો ઇવન આઇ વૉઝ શૉક્ડ. તેમણે જ મને તમારા વિશે ઇન્ફર્મેશન આપી. તમારો ફોન નંબર... મેં જાણી જોઈને તમને મોબાઇલ પર ફોન ન કર્યો. મારે તમને ફેસ-ટુ-ફેસ મળવું હતું. નહીં તો કદાચ તમે મને બિલીવ ન કરત... ઍન્ડ બાય ધ વે, મેં જ સિમરનને રિક્વેસ્ટ કરી હતી કે પ્લીઝ, જીતને કંઈ ન કહેતાં.''

જીતને આ બધું કોઈ વાર્તા જેવું લાગી રહ્યું હતું, પણ આદિત્યની મોટાભાગની વાત સાચી જ હતી. બાકી બધી બાબતો માટે કદાચ શંકા કરી શકાય પણ તેનો ચહેરો, તેની કદ-કાઠી એ તો વાસ્તવિકતા હતી.

''આદિત્ય, મને તારા વિશે બધું જ કહે. એવરીથિંગ... આઇ વૉન્ટ ટુ નો...'' જીતે આદિત્યનો હાથ એવી રીતે પકડી લીધો જાણે ક્યારેય છોડવા જ ન માગતો હોય.

''વેલ, સૉરી મિ. જીત પણ મારે જવું પડશે. આઇ હેવ ફ્લાઇટ ટુનાઇટ. થોડું પૅકિંગ પણ બાકી છે અને મારાં માસી પણ મારી વેઇટ કરતાં હશે. સો આઇ વિલ હેવ ટુ લીવ.'' સામે પડેલું બિલ ભરવા માટે આદિત્યે ખિસ્સામાંથી વૉલેટ કાઢ્યું. જીતે તેના હાથમાંથી બિલ લઈ લીધું.

''તું થોડું વધુ રોકાઈ ન શકે? આઇ મીન પોસ્ટપોન...'' જીતના અવાજમાં આજીજી હતી.

''નો. આઇ કાન્ટ. મારા ટર્મ્સ શરૂ થવાના છે.'' આદિત્યે ઊભા થતાં કહ્યું. ''ઍની વેઝ નાઇસ મિટિંગ યુ, મિ...''

''એક મિનિટ. પ્લીઝ ડૉન્ટ કૉલ મી મિ. જીત.'' જીત ખુરશી પરથી ઊભો થઈ ગયો.

આદિત્યે ફક્ત સ્માઇલ કર્યું. એનું સ્માઇલ જાણે બોલી રહ્યું હતું તો શું કહું?

''ગુડ બાય...'' કહીને આદિત્ય સડસડાટ ચાલ્યો ગયો.

જીતને થયું તે દોડીને આદિત્યને ગળે વળગાડી લે. તેને રોકી લે, પણ તે કશું જ કરી ન શક્યો. તેના પગ જાણે થાંભલાની જેમ ખોડાઈ ગયા હતા. જીતને લાગ્યું કે અચાનક તે આ આખા બ્રહ્માંડમાં એકલો પડી ગયો છે.

❑❑❑

જીવનનો અર્થ એ જ કે જીવન અર્થપૂર્ણ બને.

* * *

વ્યક્તિ જ્યારે જીવનનો ગૂઢાર્થ પામી શકતી નથી ત્યારે એ પોતાને સુખ દ્વારા વિચલિત કરે છે.

**- વિક્ટર ફ્રૅંકલ**



# પાંખ વિનાનાં પારેવાંનાં પાઇલટ નીરુબહેન

☐ ડંકેશ ઓઝા

**આ**જે ભૌતિક સમૃદ્ધિ વધવાની સાથે અસંતોષ, અજંપો, માનસિક તાણ જેવી બાબતો વધી છે. એથી આપણે માનસિક સ્વસ્થતા હોવી જોઈએ એમ કહીએ છીએ. દેહના રોગો જુદા છે અને મનના રોગો જુદા છે. એકબીજા પર એની કંઈક અસર તો પડતી જ હોય છે. પરિણામે કેટલાક રોગોનું વર્ગીકરણ આપણે મનોદૈહિક તરીકે પણ કર્યું છે.

આજની સમૃદ્ધિ પૂર્વે, ભારતમાં પરાપૂર્વથી, માનસિક રીતે અસ્થિર લોકો જોવા મળે છે. દેશી ભાષામાં તેમને ગાંડા ગણીને ઉપેક્ષા કરવામાં આવે છે, ક્યારેક તો અપમાન પણ કરવામાં આવે છે. ક્યારેક તેઓ ઉપહાસ એટલે કે મશ્કરીને પાત્ર પણ બનતા હોય છે. આ માનસિક રોગ છે અને એ સારવારથી નિવારી શકાતો નથી એ પણ આપણે જાણીએ છીએ. અમુક માત્રામાં સ્વસ્થતાની ઊણપ હોય તો એ નિવારવાના પ્રયાસો પણ થતા રહેતા હોય છે. કાળક્રમે આવા દર્દીઓ માટેની સારવારની ઇસ્પિતાલો પણ ઊભી થતી રહી. આ વિજ્ઞાન હજુ જોઈએ એટલું વિકસ્યું નથી. વળી આવા દર્દીઓની સારવાર કરવા તૈયાર થનારા પણ ઓછા હોય છે.

આગળ કહ્યું એમ દેહની બીમારીઓ

અલગ પ્રકારની હોય છે. એમાં એક શારીરિક ખોડખાંપણની હોય છે. બહેરા-મૂંગા માટેની શાળાઓ આપણે ત્યાં અંગ્રેજોના સમયથી છે. એ પછી લૂલા-લંગડા એટલે કે જેમના હાથપગ બરાબર ચાલતા નથી તેવા અપંગો વિશે આપણે થોડા જાગ્રત અને સભાન બન્યા છીએ. તેમને અન્ય બાળકોની માફક ભણાવવાનો, રોજગારમાં સ્થિર કરવાનો અને પરણાવવાનો પ્રયાસ પણ આપણે કરીએ છીએ. આવાં યુગલો સરસ રીતે જીવન જીવી જાય છે. તેમનાં બાળકો સ્વસ્થ રીતે અવતરે પણ છે. કલ્યાણકારી સરકારોએ સરકારી નોકરીઓમાં તેમને લેવાય એ માટે અનામતોની જોગવાઈ પણ કરી છે. કેટલાક ઉદ્યોગકારો તેમને રોજગાર પૂરા પાડે છે અને આ ઉદાત્ત કાર્ય માટે એવા ઉદ્યોગપતિઓને પોંખવામાં પણ આવે છે.

આમ છતાં, હજુ ભારતમાં આ ક્ષેત્રે સંતોષકારક જાગૃતિ આવી નથી. ઘણાં મા-બાપ આવાં બાળકો અવતરે તેને પૂર્વજન્મનાં પાપ તરીકે લેખે છે. સમાજમાં આવું વલણ વ્યાપક પ્રમાણમાં પ્રવર્તમાન હોય ત્યારે તેમની સેવા કરનારા ઓછા જ નીકળવાના એ પણ સમજાય એવી વાત છે.

ઉત્તર ગુજરાતમાં ગાંધીનગર જિલ્લાના કલોલ તાલુકાના હાજીપુર ગામની બહાર મંથન અપંગ કન્યા સેવા સંકુલ આજે અસ્તિત્વ ધરાવે છે, જેની શરૂઆત મહેસાણા જિલ્લાના નાની કડીના મમતા કેન્દ્રમાં ૧૯૯૦-૯૧માં થયેલી. નીરુબહેન રાવલ (જન્મ વર્ષ-૧૯૪૮), જેઓ પોતે સામાન્ય શિક્ષિકા હતાં, તેમણે આ પ્રવૃત્તિ શરૂ કરી. ડૉ. દેવચંદભાઈ યોગી અને ગિરીશભાઈ પટેલનો તેમને સધિયારો મળ્યો. બીજરૂપ પ્રવૃત્તિ આજે વટવૃક્ષ બનીને વિકસી છે.

સંસ્થાના રજતજંયતી વર્ષે મંથન સ્મૃતિગ્રંથ-દિવ્યાંગ દર્શન પ્રગટ થયો એના શરૂઆતનાં પાનાંઓમાં નીરુબહેન






રાવલે લખ્યું છે :

એક દિવસ એક અણધારી ઘટના બની. એક વિધુર પિતા તેમની ચૌદ વર્ષની દિવ્યાંગ દીકરીને લઈને મારી પાસે આવ્યા. પોતે તેને સાચવવા અસમર્થ હતા. ઘરનું કામ, નોકરી અને અસહાય દીકરીને ઉછેરવાનો પડકાર પિતા માટે અઘરો હતો. ધોરણ સાત સુધી ભણેલી દીકરી આગળ ક્યાંક રહીને ભણે તો ભવિષ્યમાં પગભર થાય અને વિકલાંગ દીકરીની જવાબદારી ન હોય તો કદાચ પોતાને પણ યોગ્ય જીવનસાથી મળી જાય એવી તે પિતાના મનમાં ઊંડે-ઊંડે ભાવના. મારી તો વિકલાંગ છોકરાઓ માટેની સંસ્થા હતી, એટલે છોકરીઓની આવી સંસ્થામાં પ્રવેશ અપાવવા તેમની સાથે ગઈ, પણ ત્યારે વિકલાંગ બાળકોની ક્યાં ખેંચ હતી? સંસ્થાઓમાં લાંબાલચક વેઇટિંગ લિસ્ટ ચાલે. એક સંસ્થાના વડીલે તો છોકરીઓ માટેય સંસ્થા ખોલવાનો અને થોડી વધુ ભીખ માગવાનો પડકાર ફેંકી દીધો. એ જ સમયે અમારી વાત સાંભળી રહેલા પિતાએ પોતાની વિકલાંગ દીકરીને ગાલ પર થપ્પડ મારી, ‘‘આ લંગડી મરતીયે નથી ને મને કોઈ બીજી બૈરી આલતુંય નથી.’’

સમાજમાં જે અતિસંવેદનશીલ વ્યક્તિઓ હોય છે તેમનાથી આવું જોવાતું હોતું નથી. બાબા આમ્ટેએ આવી સ્થિતિમાં રક્તપિત્તિયાઓ માટે આખું ‘આનંદવન’ ઊભું કરી દીધું. સુરેશ

સોનીએ યુનિવર્સિટીની અધ્યાપકની નોકરી છોડીને વડોદરાના પાદરમાં આવેલ સિંધરોટ સંસ્થામાં જોડાઈ જઈને સેવા કરવાનું પસંદ કરેલું. એમાંથી જ આગળ જતાં હિંમતનગર-મોડાસા રોડ પર એક આખું 'સહયોગ સંકુલ' રાજેન્દ્રનગર ચોકડી પાસે ઊભું કર્યું છે. વડોદરા જિલ્લામાં વાઘોડિયા તાલુકાના ગોરજ ગામે સ્મૃતિશેષ અનુબહેન ઠક્કરે આવો જ સેવાયજ્ઞ દાયકાઓ પૂર્વે શરૂ કરેલો છે. આ તો કેટલીક અતિજાણીતી સંસ્થાઓ પૂરતી વાત થઈ. એવી બીજી ઘણી સંસ્થાઓ હોઈ શકે છે. આપણા સમાજે એની મોટી ખોટ પડવા દીધી નથી એ ગૌરવ લેવા જેવી વાત છે.

વિચારો ઘણાને આવતા હોય છે, ફળીભૂત અથવા તો કાર્યાન્વિત બહુ ઓછા થતા હોય છે. આપણે અત્યારે અમદાવાદની સિવિલમાં કિડની હૉસ્પિટલ બાબતે ગૌરવ લઈ શકીએ છીએ, પણ ડૉ. એચ. એલ. ત્રિવેદીને એ ઊભી કરવામાં કેટલીયે મુશ્કેલીઓ પડેલી એનો આલેખ તેમણે લખેલી આત્મકથામાં વાંચવા જેવો છે.

નીરુબહેનમાં પણ મનોમંથન શરૂ થયું: હવે તો વિકલાંગ દીકરીઓ માટે સંસ્થા શરૂ કર્યે જ છૂટકો છે, પણ એ કંઈ ખાવાના ખેલ થોડા જ છે? જમીન, મકાન, દીકરીઓનું ખાવાપીવાનું, ભણાવવાનું લાવવું ક્યાંથી?

નસીબ જોગે એ સમયના સમાજ સુરક્ષા નિયામક શ્રી પી. જે. પટેલસાહેબની ઇચ્છા એવી કે પોતાના વતન હાજીપુરમાં આવી સંસ્થા થાય તો સારું. તેમણે ખરાબાની સરકારી જમીન અપાવવાના પ્રયત્નો શરૂ કર્યા. જમીનના શેઠે એક જૂનો હનુમાનજીનો પાળિયો હતો. તેમની કૃપા અને ચોકી હેઠળ ઘાસ-માટીના ત્રણ (કચ્છી) કૂબામાં મંથનની શુભ શરૂઆત થઈ. શરૂઆતમાં ત્યાં પ્રાથમિક શાળા જ હતી, એટલે દીકરીઓને આઠમા ધોરણથી બાજુના ગામ મેડા આદરજ મોકલવી પડતી. દીકરીઓ ઊંટગાડામાં બેસીને ભણવા જાય. ઊંટગાડીવાળા ભાઈ આખો દિવસ ત્યાં બેસી રહે. સાંજે બધાંને પાછા





લઈ આવે. આજે પણ આ ઊંટગાડી મંથનના વિશાળ કૅમ્પસમાં સ્મૃતિચિહ્ન રૂપે જાળવી રાખવામાં આવી છે, જેની નજીકમાં નીરુબહેનનાં માતા મેનાબાની પ્રતિમા પણ છે. નીરુબહેને મેનાબા ચૅરિટેબલ ટ્રસ્ટના નામે જ આખી પ્રવૃત્તિ ચલાવી છે.

જાણીતા લોકપ્રિય કટારલેખક ડૉ. શરદ ઠાકર આ સંસ્થાના પરિચયમાં આવ્યા અને તેમણે પોતાની કૉલમ 'ડૉક્ટરની ડાયરી'માં એકથી વધુ વાર લખ્યું. એ પછી એક બૅન્ક ઑફિસર મળી આવ્યા નામે વિનોદ અમલાણી. તેમણે પણ મંથન વિશે લખ્યું. ન્યાયમૂર્તિ પી. ડી. દેસાઈ જેવાનો નીરુબહેનને જબરદસ્ત સહકાર સાંપડ્યો. ૨૦૦૬ અને ૨૦૦૮માં આ દીકરીઓને લઈને તેઓ અમેરિકાનો પ્રવાસ પણ ખેડી આવ્યાં. અનેક મહાનુભાવો મંથનની મુલાકાતે આવતા રહ્યા છે અને કેટલાક સહકાર પણ કરતા રહ્યા છે. કેટલીક દીકરીઓ ભણીને નોકરીએ વળગી છે અને લગ્ન કરીને જીવનમાં સ્થિર પણ થઈ છે. આ બધી વિગતો વિશે મંથને 'પાંખ વિનાનાં પારેવાં' નામે નાનકડી પુસ્તિકા તૈયાર કરી છે જે વાંચવા જેવી છે.

આ દીકરીઓ પ્રેમની ભૂખી હોય છે. તેમના પ્રત્યે સાચી લાગણી કોણ દર્શાવે છે એની તેમને તરત ખબર પડતી હોય છે. રોજેરોજ સવાર-સાંજ પ્રાર્થનાસભામાં મંદ બુદ્ધિની, અપંગ અને બીજી કેટલીક બાળાઓ પ્રાર્થના, ગીતો અને સાંસ્કૃતિક કાર્યક્રમો રજૂ કરે છે એમાં હાજરી આપો તો ખ્યાલ આવે કે આ વર્ગની બાળાઓમાં પણ કેટલી ઊર્જા, કેટલી સમજણ અને કેટલી શિસ્ત ઊતર્યાં છે. આખું પરિસર આ દીકરીઓ એવું તો ચોખ્ખુંચણાક રાખે છે, જે જોઈને જ તમને સંસ્થા વિશે, એના વ્યવસ્થાપકો વિશે, એમાં રહેતી દીકરીઓ વિશે એક વિધાયક છાપ ઊભી થાય.

નીરુબહેન પોલીસ જમાદાર પિતાની દીકરી. લગ્ન પણ થયાં, પણ શરાબી પતિ સાથે ગોઠવાઈ ન શક્યાં અને

એક વ્યાપક કુટુંબના કાયમી વાલી અને વડીલ બની બેઠાં! માતાની ઉત્તરક્રિયા કરવા માટે પોતે મુંડન પણ કરાવ્યું. પરંપરાને પણ જાળવી અને વ્યાપક સામાજિક જવાબદારી પણ નિભાવી. પોતે એમ.એ. અને ડી.પી.એડ. સુધીનો અભ્યાસ કર્યો છે. શિક્ષિકા તરીકેની નોકરી કરતાં-કરતાં હાઈસ્કૂલમાં પ્રિન્સિપાલના પદ સુધી પહોંચ્યાં અને સમાન્તરે આ વિકલાંગ બાળકો પર મમતા વરસાવતાં રહ્યાં. આશ્ચર્ય થાય એવી વાત છે કે એક મધ્યમ વર્ગીય કુટુંબની શિક્ષિકા દીકરી કેવું મોટું સામાજિક કાર્ય કરી શકે.

આજે સંસ્થાને અનેક દાતાઓ અને સંસ્થાઓ મદદ કરવા આગળ આવે છે, જેને કારણે સંસાધનોની મોટી ખોટ પડતી નથી. આ કામ કાયમી છે અને ખર્ચા પણ કાયમી છે એથી દાનની સરવાણી નિયમિત વહેતી રહે એ પણ એટલું જ જરૂરી છે. તેમના કાર્યસાથી ગિરીશભાઈ ઇજનેર છે અને અમદાવાદ ખાતે ગિયર બૉક્સ બનાવવાનાં બે-ત્રણ કારખાનાં ચલાવે છે. બહેન નોકરીવાળા અને ભાઈ ઉદ્યોગવાળા. બંનેએ ફાજલ સમયનો ઉત્તમ ઉપયોગ કર્યો છે. નક્કી કરેલા કામને આજ દિન સુધી વળગી રહ્યાં છે, એમાં કશી ખોટ આવવા દીધી નથી.

આપણો ભારતીય સમાજ એવો તો વિશાળ છે અને સમસ્યાઓ એટલી તો વિકરાળ છે જેનો કોઈ આરોઓવારો દેખાતો નથી. ઉચ્ચ શિક્ષણ પામેલી સારી નોકરી કરતી બહેનોનો પણ દહેજને કારણે, પુત્રને જન્મ ન અપાવી શકવાને કારણે અથવા પુરુષપ્રધાન માનસિકતાનો ભોગ બનીને ઘરભંગ થાય છે. બધી બહેનો નીરુબહેન જેટલી તાકાત બતાવી શકતી હોતી નથી. એવી ત્યકતા બહેનો માટે મંથને પોતાના દ્વાર ખોલ્યાં છે. નારી કેન્દ્ર ઊભું કર્યું છે, જેમાં આવી બહેનો સલામતીનો અને સ્વતંત્રતાનો અનુભવ કરી રહી છે.

શરૂઆત નાની કડીમાં મમતા કેન્દ્ર નામે થયેલી, જેમાં માત્ર દીકરાઓ જ હતા. હવે અહીં એવો વિસ્તાર કરવાની વિચારણા ચાલે છે જેમાં એક વિભાગ અપંગ દીકરીઓ માટેનો પણ હોય છે.

શહેરમાં રહેતા અને બે પાંદડે થયેલા લોકો ઘણી વાર યોગ્ય વ્યક્તિ અને યોગ્ય સંસ્થાની શોધમાં હોય છે, જેને પોતે બે પૈસા આપી શકે. નકારાત્મક અનુભવોથી બધા ત્રાસ્યા હોય છે. એક માત્ર ઇચ્છા એવી હોય છે કે યોગ્ય સંસ્થા મળે, વિશ્વાસપાત્ર વ્યક્તિ મળે તો એને આપવા આપણે વિચારીએ. મંથન અને નિરુબહેન એવું એક કેન્દ્ર છે જેમાં આપેલા પૈસા ઊગી નીકળવાનો પૂરો સંભવ છે. નીરુબહેન સેવા, શિસ્ત અને સૌજન્યમાં સમાધાન કરવાવાળાં નથી. પારદર્શકતા તેમની મૂડી છે તેથી જ આ પ્રવૃત્તિ સતત પોંખાતી પણ રહી છે.






# ૧૭મો મિફ ફિલ્મોત્સવ : માનવમનની ભીતર ડોકિયું કરાવતી ફિલ્મો

☐ વિનોદ પટેલ

**દ**ક્ષિણ મુંબઈમાં પેડર રોડ પર આવેલા ફિલ્મ્સ ડિવિઝન સંકુલમાં જૂન મહિનાના પ્રથમ સપ્તાહમાં યોજાયેલા ડૉક્યુમેન્ટરી, શૉર્ટ ફિક્શન અને ઍનિમેશન ફિલ્મોત્સવની સત્તરમી આવૃત્તિમાં રજૂ થયેલી ફિલ્મો દ્વારા માનવમનની ભીતર ધરબાયેલી સૃષ્ટિમાં ડોકિયું કરાવતી અનેક ફિલ્મો દર્શકોને માણવા મળી. સામાન્ય રીતે માનવમનના અંધકારને ઉજાળવાનું કામ કરતા સિનેમા પણ ઘણીવાર માનવમનની ભૂલભૂલૈયાઓને કારણે કેવી છેતરામણી માયાનગરી બની જાય છે તેની અફલાતૂન વાત ગુજરાતી ફિલ્મસર્જક પ્રિન્સ શાહ તેમની ડૉક્યુમેન્ટરી ફિલ્મ 'મૂન ઑન ધ મૅન' ફિલ્મમાં કરે છે. ડૉક્યુમેન્ટરી શૈલીમાં મુખ્ય પાત્ર પ્રાકલોનનો પરિચય મુંબઈની પશ્ચાદ્ભૂમાં રજૂ થાય છે. પ્રાકલોન કહે છે કે 'જરા હટકે જરા બચકે યે હૈ બમ્બઈ મેરી જાન' ગીત તેમણે લખ્યું છે અને પછી કોઈપણ સિનેમાપ્રેમીને ગળગળો કરી મૂકે તેવી રીતે ગુરદત્ત અને જેમ્સ બૉન્ડના સર્જક ઇયાન ફ્લેમિંગ સાથે કામ કરવાના અનુભવો

પણ રજૂ કરે છે. અચાનક શૉટ કટ થાય છે અને ફિલ્મમાં ડૉક્યુમેન્ટરી મેકરનું પાત્ર ભજવતી વ્યક્તિ સીધો સવાલ કરે છે કે યે સબ ઝૂઠ નહીં હૈ ઉસકા ક્યા સબૂત?

એક જ કટમાં પરંપરાગત ડૉક્યુમેન્ટરી કથનશૈલીનો છેદ ઉડાડી દઈ પ્રિન્સ શાહ તેમના દર્શકોને ઝટકો આપી જાણે સવાલ કરે છે તમે જોયેલી બધી ડૉક્યુમેન્ટરી ફિલ્મો સાચી હતી? તમે પ્રૉપગૅંડાનો તો ભોગ નથી બન્યા ને?

બીજું પાત્ર રજૂ કરવા ઢગલાબંધ યૂ ટ્યૂબ વીડિયો રજૂ કરી દર્શાવવામાં આવે છે કે હાલ પડદા પર જે આધેડ વયની વ્યક્તિ દેખાય છે તે એક જમાનામાં બાળકલાકાર રહી ચૂકેલો માસ્ટર શૈલેશ છે. મુંબઈમાં ખાનાબદોશ તરીકે જીવતા શૈલેશના વર્તમાન જીવનની વાતો જોતાં દર્શકોને સમજાય છે કે તેની સમજણમાં ક્યાંક ગરબડ છે. આમ એક તરફ સિનેમાની રંગીન અને ચટપટી માહિતીનો ઉપયોગ કરી વર્તમાન જીવનમાં આદર રળતા રંગીન મિજાજી પ્રાકલોન અને બીજી તરફ જેનું દસ્તાવેજીકરણ થયેલું તેવી બાવન ફિલ્મોમાં કામ કરી ચૂકેલા શૈલેશના ગ્લૅમરલેસ વર્તમાનની વાત દ્વારા ભૂતકાળનો છેદ ઉડાડી દઈ એક નવતર ઢબની મોક્યુમેન્ટરીનો અનુભવ પ્રિન્સ શાહ કરાવે છે, જેમાં સિનેમા સૃષ્ટિ માનવમનની એક માયાનગરી માત્ર બની રહે છે. ફિલ્મ 'ટેનેટ'માં જગવિખ્યાત ફિલ્મનિર્દેશક ક્રિસ્ટોફર નોલાનના સહાયક નિર્દેશક તરીકે કામ કરી ચૂકેલા પ્રિન્સ શાહ ભવિષ્યના મેટાવર્સમાં આપણા પથદર્શક બની રહે તેવી આશા સાવ અસ્થાને નથી.

સિનેમાની સૃષ્ટિ ઇમ્પ્રેશનેબલ કિશોરમન પર કેવી અસર પાડી શકે અને તે કેવી રીતે વાસ્તવિક જીવનમાં અસર કરે તેની રસપ્રદ વાત રફીક ઈલિયાસે ફિલ્મરસિયા રશીદ ઈરાની વિશેની ફિલ્મ 'ઇફ મેમરી સર્વ્ઝ મી રાઇટ'માં રજૂ કરી છે. આયુષ્યના સાતમા દાયકાના ઉત્તરાર્ધમાં કોરોના મહામારીના અને ધોબીતળાવ વિસ્તારમાં સતત થઈ રહેલાં પરિવર્તનોને કારણે પોતાની આંતરિક સૃષ્ટિમાં થઈ રહેલી ઊથલપાથલોના સાક્ષી તરીકે જુબાની આપી રહેલા રશીદ ઈરાનીની વ્યથા દરેક પ્રબુદ્ધ મુંબઈગરાની વાચા બની રહે છે.

ફિલ્મમાં રશીદ ઈરાની બાર-તેર વર્ષની વયે મિત્રો સાથે અનાયાસે ઇંગ્લિશ ફિલ્મ દર્શાવતા થિયેટરમાં સલવાઈ જતાં તેમને ' નિયાગ્રા' નામની ફિલ્મ જોવાની ફરજ પડે છે, પણ પ્રથમ જ દૃશ્યમાં બ્લોન્ડ યુવતીની પાછળ જઈ રહેલા કૅમેરામાં કેદ થયેલી જાજરમાન છટા જોઈને સ્તબ્ધ થઈ ગયેલા કિશોર રશીદના મન પર એ યુવતી મેરેલિન મનરો એવી છવાઈ ગઈ કે સાઠ વર્ષ



ફિલ્મ ડિવિઝનનું સંકુલ, પેડર રોડ, મુંબઈ

સુધી તે એની સ્મૃતિમાં અકબંધ રહે છે અને પછી રશીદ ઈરાની કહે છે કે 'ઇફ માય મેમરી સર્વ્ઝ મી રાઇટ...' બાદ દક્ષિણ મુંબઈમાં ધોબીતળાવ વિસ્તારમાં રહેતા મુંબઈગરાના મનમાં રચાયેલી વિશ્વ સિનેમાની સૃષ્ટિનો પરિચય તેઓ દર્શકોને આપે છે. ભૌગોલિક પરિવર્તનની સાથે સાથે ફિલ્મસમીક્ષકના મનમાં થતાં પરિવર્તનને તથા તેનો પ્રતિકાર કરવાની ગડમથલ ફિલ્મમાં ઝીલી દર્શકોને જાણે ડૉક્યુમેન્ટરી મેકર સંદેશ આપે છે કે શું ભૌગોલિક અને શું વર્ચ્યુઅલ, જીવનમાં કશું જ શાશ્વત નથી.

આમ છતાં મૂળ ઈરાનના વતની પણ ફ્રાન્સમાં સ્થાયી થયેલા પીઢ ડૉક્યુમેન્ટરી ફિલ્મસર્જક મીના રાડ તેમની ફિલ્મ 'ધ એન્ચાન્ટેડ વર્ડ્સ ઑફ હૂપદા ઑફ ધ એમેઝોન'માં શબ્દ અને તેની પવિત્રતાની વાત રજૂ કરી કહે છે કે સાચો શબ્દ સાચી રીતે વ્યક્ત કરવામાં આવે તો તે કાળને અતિક્રમી જઈ શકે છે. આવો શબ્દ જ જે તે સમુદાયનું રક્ષાકવચ બની રહે છે. એમેઝોનના જંગલમાં યુઆપેસ નદીના કિનારે વસતા અમેરીઇન્ડિયનોનું વિકાસના નામે જાતિનિકંદન નીકળી રહ્યું છે તેની સામે તેમની ધરોહરને જાળવી રાખવા માટે ફ્રાન્સના માનવવંશશાસ્ત્રી દ્વારા કરવામાં આવેલા પ્રયાસોની વાત આ ફિલ્મમાં રજૂ કરવામાં આવી છે. જેમાં હવે માત્ર ૨૧૦ જણ જ બચ્યા છે તેવી આ હુપદા જાતિનો સૌથી ડાહ્યો માણસ બિહિત માત્ર શબ્દો વડે આધુનિક યુગના સંશોધક સાથે સંવાદ સાધી માનવજાતની કહેવાતી પ્રગતિ સામે લાલ બત્તી ધરે છે. કોરોના મહામારી દરમિયાન બનેલી આ ફિલ્મમાં વસ્ત્રહીન આદિવાસી બિહિત મોતનો અંદાજ આવતાં તેમની પરંપરા

અનુસાર કેવી રીતે દૂરની દુનિયામાં જવા તૈયાર થાય છે તે દર્શાવવામાં આવ્યું છે. તેમની આદિવાસી પરંપરામાં માણસના મૃત્યુ પામ્યા પછી તેની વસ્તુઓનો જ નહીં, પણ તેના ઘરનો પણ નાશ કરવામાં આવે છે. વક્રતા એ છે કે જે સમયે આ ફિલ્મ બની રહી હતી ત્યારે માણસજાતને કોરોના મહામારીને કારણે મરણની તમામ પરંપરાઓને ત્યજી દઈ આ આદિવાસી પરંપરા મુજબ પંચમહાભૂતમાં મળી જવાની ફરજ પડી હતી. રસપ્રદ વાત એ છે કે જ્યારે કોરોના મહામારી ત્રાટકી ત્યારે આધુનિક વિકાસ સામે અસ્તિત્વની લડાઈ હારી રહેલા આ હુપદા કબીલાએ નદીકિનારો છોડીને અંતરિયાળ જંગલમાં જતા રહી તેમનું અસ્તિત્વ જાળવી રાખ્યું હતું. બીજી તરફ દુનિયાભરની સંસ્કૃતિનાં શિખરો ગણાતાં મહાનગરોમાં લૉકડાઉનને કારણે ભયંકર સન્નાટો છવાઈ ગયો હતો અને માણસો કીડી-મકોડાની જેમ ટપોટપ મરી રહ્યા હતા. આજે તમને શું લાગે છે, કોણ ડાહ્યું? હુપદા આદિવાસી કે આધુનિક નગરવાસી?

આર્જેન્ટિના અને ભારતની પ્રથમ સહનિર્મિત ફિલ્મ 'થિન્કિંગ ઑફ હિમ'માં ગુરુદેવ રવીન્દ્રનાથ ટાગોર અને આર્જેન્ટિનાની કવયિત્રી વિક્ટોરિયા ઑકૉમ્પ વચ્ચેની પ્લેટૉનિક લવસ્ટોરીને રસપ્રદ રીતે રજૂ કરવામાં આવી છે. આજના આર્જેન્ટિનાનો શિક્ષક શાંતિનિકેતનમાં ગુરુદેવની શિક્ષણપદ્ધતિ વિશે જાણવા આવે છે. તે વિક્ટોરિયા ઑકૉમ્પ દ્વારા લિખિત પુસ્તક વાંચે છે ત્યારે ૧૯૨૪ના આર્જેન્ટિનામાં પહોંચી જાય છે. બ્લૅક ઍન્ડ વ્હાઇટમાં સો વર્ષ પૂર્વે પરભોમમાં પાંગરેલી ગુરુદેવની પ્રણયકથા રજૂ કરવામાં આવી છે તો રંગીનમાં આજે આર્જેન્ટિનાના શિક્ષકને શાંતિનિકેતનમાં થતા અનુભવની વાત રજૂ કરવામાં આવી છે. ટાગોરની કવિતાઓ વિક્ટોરિયાને ટાગોરની સમીપ લાવે છે તો ટાગોરે માનવમનનો કોઈપણ બંધન વિના સર્વાંગી વિકાસ કરવા રચેલા શાંતિનિકેતનમાં આવેલા આર્જેન્ટિનાના શિક્ષકને મનની ભૂતાવળોમાંથી કેવી રીતે મુક્તિ મળે છે તેની વાત ૧૪૫ મિનિટની આ ડોક્યુડ્રામામાં કરાઈ છે. રવીન્દ્રનાથ ટાગોરનું પાત્ર વિક્ટર બેનર્જીએ બખૂબી ભજવ્યું છે. આમ, ટાગોરે દેશના ગુલામીકાળમાં રચેલી શબ્દસૃષ્ટિ આજે પણ મહેકી રહી છે તે બાબત શબ્દોમાં રહેલી શક્તિની પરિચાયક બની રહે છે.

બાય ધ વે, તમે પણ હાલ કોઈ શબ્દસૃષ્ટિમાં તમારી શબ્દસમજણને જોરે લટાર મારી રહ્યા છો. ભવિષ્યમાં આ શબ્દસૃષ્ટિઓને સાચવવાનું ભગીરથ કામ કોણ કરશે તે આજનો એક મોટો સવાલ છે.





જ્ઞાની શ્રી ધીરજરામ શાસ્ત્રીજી અને વિજ્ઞાની ડૉ. પંકજ જોશી, ૧૯૭૧

# જ્ઞાની અને વિજ્ઞાની

## એક વૈશ્વિક સંવાદ

☐ ડૉ. પંકજ જોશી

**૩૨. પ્રારબ્ધ અને પુરુષાર્થ:**

શાસ્ત્રીજી પ્રારબ્ધની વાત અવારનવાર કરતા, પણ વિશેષ મહત્ત્વ તો હંમેશાં પુરુષાર્થને જ આપતા.

આપણે ત્યાં પ્રારબ્ધ અને પુરુષાર્થ વચ્ચે ભારે ગેરસમજ છે. અનેક બાબતોમાં લોકો વારંવાર એવું કહેતા હોય છે કે આ તો નિયતિ અને નસીબ એટલે કે પૂર્વનિશ્ચિત વાત છે. એમાં અમે શું કરીએ? રોગ થવાનો હતો એ થયો, શરીરનું વજન વધવાનું હતું એ વધી ગયું, લગ્ન થવાનાં હોય એ ત્યાં જ થાય, આવી અનેક વાતો કેવળ નસીબને આધારે છોડી દેવાય છે.

આ સઘળા ગોટાળામાંથી બહાર નીકળવાનો સરળ રસ્તો એ છે કે પ્રારબ્ધ એટલે શું અને પુરુષાર્થ એટલે શું એ સ્પષ્ટ રીતે સમજી લેવું. સાદા

શબ્દોમાં કહીએ તો પ્રારબ્ધ એટલે ભૂતકાળમાં થયેલા આપણાં સઘળાં ક્રિયા, કર્મો, એનો સંચય અને ભેગો થયેલો જથ્થો. જ્યારે પુરુષાર્થ એટલે વર્તમાનમાં જે કરી રહ્યા છીએ તે અને ભવિષ્યમાં જે કરી શકીએ એમ છીએ એ નવાં કર્મો. હવે જે કર્મ એક વાર થઈ ગયું એ તો થઈ ગયું, એના પર હવે આપણો કોઈ અધિકાર અથવા કાબૂ નથી કે એમાં કોઈ ફેરફાર આપણે કરી શકીએ એમ નથી. એ તો છોડી દીધેલા તીર જેવું છે, જેને પાછું ન બોલાવી શકાય. આપણી સ્વતંત્રતા તો કેવળ નવાં કર્મો, વર્તમાન ક્ષણ અથવા ભવિષ્યમાં આપણને જે કંઈ સમય મળ્યો છે કે બચ્યો છે એમાં કરવા માટે છે.

આથી જ મૂળ વાત શાસ્ત્રીજી એ કહેતા કે પ્રારબ્ધ ઉપર ધ્યાન આપવાનું નથી, કેવળ પુરુષાર્થને જીવનમાં મહત્ત્વ આપવાનું છે. ક્રિયા અને કર્મ, પ્રારબ્ધ તથા પુરુષાર્થ વિશે શાસ્ત્રીજી સાથેના સંવાદો વિષે કેટલીક વાત આપણે આગળ કરી ગયા. માનવજીવનનાં કર્મોના મુખ્ય બે ભાગ, વ્યવહાર અને પરમાર્થ, એ વિષે આપણે કંઈક વિગતે આ પહેલાં વિચાર્યું. એમાં બાપા મુખ્ય એ વાત પર વારંવાર ભાર મૂકતા કે પરમાર્થમાં પ્રબળ, પ્રચંડ પુરુષાર્થ, તીવ્ર સાધના એ જ મુખ્ય છે, જ્યારે વ્યવહારમાં પ્રારબ્ધનું પ્રાધાન્ય.

હવે વ્યવહારમાં પણ જો અધિક પુરુષાર્થ કરવામાં આવે તો એવું નથી કે ત્યાં ફળ ના આવે. પુરુષાર્થ પ્રમાણે અને ક્રિયા પ્રમાણે પરિણામ તો આવવાનું જ છે, આ વિશ્વનો નિયમ છે. પરંતુ એમાં બાપા એવું કહેતા કે વ્યવહાર પર અતિ ઘણું અને વિશેષ ધ્યાન ન આપવું, આપણી દૃષ્ટિ સમક્ષ હંમેશાં પરમાર્થને રાખવો. આ માટે જ તેમણે પેલું બજાણિયાનું ઉદાહરણ આપેલું કે મોટા વાંસને હથેળીમાં સમતોલ કરતા સમયે એ નજર લાકડીની ટોચ ઉપર રાખે છે અને હથેળી પર નહીં. સઘળો પુરુષાર્થ આ રીતે પરમાર્થને મુખ્ય લક્ષમાં રાખીને થઈ જાય અને એમાં વ્યવહાર તો આપમેળે જળવાઈ જશે એમ તેઓ કહેતા.

આવું કહીએ એટલે એમાં અતિ ઘણી દુન્યવી એવી મહત્ત્વાકાંક્ષાઓ ન રાખવી એ વાત પણ સમાઈ જાય છે. તેમનું પોતાનું જીવન આ માટે ઉદાહરણ સ્વરૂપ હતું. જીવનનાં શરૂઆતનાં વર્ષોમાં શાસ્ત્રીજી મુંબઈમાં ભૂલેશ્વર, ચોપાટી વિસ્તારમાં રહેલા. ૧૯૨૦થી ૧૯૩૦નાં વર્ષોનો આ સમયગાળો હશે, પરંતુ આ પછી તેમણે મુંબઈ છોડી દીધું અને કાયમ માટે રાજુલામાં નિવાસ કર્યો, ત્યાં મોટી બજારમાં 'શારદાશ્રમ' નામનું તેમનું ઘર હતું, જેમાં તેઓ તથા તેમનાં ધર્મપત્ની અંબામા સમગ્ર જીવન રહ્યાં. ઘરના નામ પ્રમાણે જ ત્યાં રોજ સવારે અને સાંજે જિજ્ઞાસુઓનો મેળો

થયા કરતો, એમાં રાજુલાના સ્થાનિક કે બહારગામવાળા પણ હોય. એમાં સતત જ્ઞાન, ભક્તિ અને તત્ત્વચર્ચા થયા કરતી. હું જ્યારે પણ ત્યાં ગયો છું અને રહ્યો છું ત્યારે હંમેશાં જોયું છે કે વાતાવરણ સતત કેવળ આનંદથી ભરપૂર રહેતું.

આવું કરવામાં તેમનો પાયાનો તર્ક એવો હતો કે પરમાર્થમાંથી થતી પ્રાપ્તિ અને સિદ્ધિ તથા વ્યવહારમાંથી જે કોઈ સિદ્ધિ મળી શકે એ બંનેની કોઈ સરખામણી નથી. એક બાજુ હીરા, મોતી અને રત્નોનો ઢગલો હોય અને બીજી બાજુ જુવાર અને બાજરાનો ઢગ હોય તો આ બંને વચ્ચે શું સરખામણી કરવી? એમની વાતોમાંથી એ ફલિત થતું હતું કે પરમાર્થ દ્વારા થતી સિદ્ધિ એ અતિશય મોટી અને મહાન છે. એમાં એવાં અદ્ભુત આનંદ અને સૌંદર્ય મળી શકે છે, જેની વ્યવહારની પ્રાપ્તિઓ સાથે કોઈ સરખામણી જ થઈ શકે નહીં. અર્થ અને કામ દ્વારા જે કંઈ મળી શકે એના કરતાં એ પ્રાપ્તિ અનેકાનેક ગણી વિશેષ છે, એ તો પરમ અર્થ છે. આથી જ બાપા કહેતા કે વ્યવહાર કરવાનો અવશ્ય છે, પરંતુ એમાં ખોવાઈ કે ખૂંપી જવાનું નથી. આ જ તેમની મૂળ વાત હતી.

એક વાર આ સંદર્ભમાં મેં એમને પૂછ્યું, ''આપ પુરુષાર્થની વાત કરો છો, તો એવું ખરું ને કે જો પુરુષાર્થ પ્રબળ હોય તો આ પરિપાક સત્વરે, વધુ જલદી થાય.'' ત્યારે તેમણે કહ્યું, ''એ તો ભગવાન પતંજલિ કહે જ છે! 'तीव्रसंवेगानामासन्नः।' તીવ્ર પુરુષાર્થીને સિદ્ધિ સત્વરે મળે! જુઓ, અહીંથી માણેકવાડી સ્ટેશને જવું હોય અને દોટ મૂકો તો પાંચ મિનિટમાં પહોંચી જવાય અને સામાન્ય માર્ગ પંદર-વીસ મિનિટનો તો છે જ. વળી વચ્ચે આડે અવળે રોકાતાં ચાલો તો કલાકે પણ ન પહોંચો એવું બને!'' એ વખતે ભાવનગરથી મહુવાની રેલગાડી ચાલતી અને એમાં માણેકવાડી શાસ્ત્રીજી ઊતર્યા હતા, ત્યાંથી નજીકનું સ્ટેશન હતું.

વળી અન્ય સમયે આ જ પ્રશ્ન મેં તેમને બીજી રીતે પૂછેલો, ''એવું ખરું કે સાધના ઘણી પ્રબળ બનાવીએ છતાં એ સિદ્ધિ માટે અમુક કાળ નિશ્ચિત થયો હોય ત્યારે જ થાય?'' ત્યારે શાસ્ત્રીજીનો ઉત્તર હતો, ''જેમ પ્રબળતા વધુ તેમ સિદ્ધિ ઝડપી. જો તું કહે છે એવું હોય તો મહર્ષિ પતંજલિનું तीव्रसंवेगानामासन्नः વિધાન રહ્યું જ ક્યાં? મેં સ્પષ્ટ સમજાવ્યું છે કે અહીં પરમાર્થમાં તો પ્રબળ પુરુષાર્થ એ જ પ્રધાન વસ્તુ છે, જેમ વિશેષ પુરુષાર્થ તેમ અંતઃકરણની શુદ્ધિ, સૂક્ષ્મતા, સ્થિરતા વિશેષ સત્વરે થાય.''

આવો પ્રશ્ન કરવામાં મારો હેતુ એ હતો કે આપણે ત્યાં ઘણીવાર લોકો એવું કહેતા હોય છે કે દરેક વસ્તુ એના સમય પ્રમાણે જ થાય છે. ભલે તમે ગમે તેટલી મહેનત કરો, પણ એનો

સમય થયો હોય ત્યારે જ પરિણામ આવે. એ પહેલાં મહેનત, પરિશ્રમ કર્યા જ કરો તો પણ પરિણામ અને સિદ્ધિ મળવાનાં નથી. એમાં તેમનો સ્પષ્ટ ઉત્તર એ હતો કે અવશ્ય એવું નથી. આ ખરેખર કેવી અદ્‌ભુત અને સુંદર વાત છે! આ વાતને બરાબર સમજીએ તો એમાંથી કોઈપણ સમયે કોઈપણ વ્યક્તિ ગમે તે પરિસ્થિતિમાં મુકાયેલા હોય તો પણ તેમને હંમેશાં યથાયોગ્ય પુરુષાર્થ કરવાની પ્રેરણા મળે છે. શાસ્ત્રીજીની વાત એવું સ્પષ્ટ સમજાવે છે કે કેવળ તમારો પોતાનો પુરુષાર્થ એ જ પ્રધાન અને મુખ્ય કારણ સિદ્ધિ માટેનું છે. પરિસ્થિતિ અને સંયોગો તો દરેક વ્યક્તિ માટે હંમેશાં ભિન્ન-ભિન્ન રહેવાનાં જ, પરંતુ એમાં જરા પણ નિરાશ અથવા હતાશ થવાનું નથી. કેવળ પુરુષાર્થ એ જ પ્રેરણા રાખવાની છે, તો સિદ્ધિ આવશ્યક અને અનિવાર્ય છે. વળી ગમે તે કારણે સિદ્ધિ ન થઈ હોય તો યોગ્ય અને તીવ્ર પુરુષાર્થ સતત ચાલુ રાખવાની પ્રેરણા પણ બાપાની આ વાતમાંથી મળે છે. બીજા શબ્દોમાં કહીએ તો બધી જ 'નેગેટિવિટી' છોડીને સતત 'પૉઝિટિવ' રહેવાની અને કામ કર્યે જવાની આ વાત છે.

એક વાર સહુ બેઠા હતા ત્યારે આવા જ સંદર્ભે કોઈ દંભી સાધુઓ અથવા તો પ્રચલિત ધાર્મિક વ્યક્તિ વિશે કોઈએ પ્રશ્ન કર્યો, ''આ લોકો તો આટલું ખોટું કરે છે તો પણ તેમની આટલી કીર્તિ, મહત્તા અને સિદ્ધિ કેમ જણાય છે?''

શાસ્ત્રીજી એ તરત કહ્યું, ''કેમ? પૂર્વનું અદૃષ્ટ છે ને! આ કારણે આ દ્રવ્ય, બુદ્ધિ, ચાતુર્ય વગેરે મળે છે. અત્યારે એનો દુરુપયોગ ખોટી રીતે ભોગવી ખાય છે અને પાપોનો સંચય કરે છે, પરંતુ અંતે તો સમય પાણીની માફક વહી જાય છે અને તે વૃક્ષાદિક વડ યોનિમાં ક્યાંય ચાલ્યા જાય છે, એક વાર જેમને હજારો-લાખો પગે પડતા તેમનીય આ દશા થઈ છે! પછી લાંબો સમય આમ ગાળી ફરી ક્રમે-ક્રમે ઉપરનાં શરીરોમાં જતા જાય છે અને આમ હજારો-લાખો વર્ષ વીતે છે, પણ અત્યારે पश्यन्नपि न पश्यपि કરે છે, જોવા છતાં જોતા નથી, તો શું થાય? પણ જવા દો, એમને સુધારવાનું કામ આપણું નથી, આપણે કોઈને સુધારી શકીએ નહિ અને આપણું પોતાનું કાર્ય પણ ક્યાં ઓછું કરવાનું છે? કોઈનો સ્વભાવ બદલી નાખવાની કળા આપણી પાસે નથી. હા, જો કોઈના મનમાં સંકલ્પ ઉદય પામ્યો હોય, કોઈ સ્વપરિવર્તન ઇચ્છતો હોય તો તેને મદદ થઈ શકે. કંઈક અંશે તેના મનમાં સંકલ્પ ઉદિત પણ કરી શકાય, પરંતુ આપણે તેને સાવ બદલી નાખીએ એ શક્ય નથી. સત્સમાગમની અસર અવશ્ય થાય, પરંતુ પછી એનો સંકલ્પ અને દૃઢ પુરુષાર્થ જોઈએ, નહિ તો એનો એ જ બનીને ઊભો રહે!''

''પછી જ્ઞાનપ્રાપ્તિ થઈ એટલે તો તે જ્ઞાનીનાં સર્વ સંચિત કર્મો અને પ્રારબ્ધ ભોગવી લેવાનું રહ્યું. એ તો ફેંકેલા ઘા જેવું છે. પથ્થર એકવાર ફેંકી દીધો પછી તે પાછો બોલાવી ન શકાય, આપોઆપ તેની ગતિ સમાપ્ત થતાં તે શાંત થાય અથવા તો આ ફરતા પંખા જેવું છે. ચાંપ બંધ કરી એટલે ફેરવનારો પૂર્વ કર્મોનો પ્રવાહ બંધ થયો. હવે તો થોડા આંટા ફરીને તે શાંત થાય, એ પ્રારબ્ધ કર્મનો ભોગ.''

**૩૩. યોગવાસિષ્ઠ મહારામાયણ:**

જ્યોતિષ, પ્રારબ્ધ અને પુરુષાર્થ, આ અનેક વાતો કરતા, આપણી એક મહાકથા, યોગવાસિષ્ઠ મહારામાયણમાં ટાંક્યા મુજબ રામ અને ઋષિ વસિષ્ઠ વચ્ચેના એક સંવાદ અને વાતચીતની યાદ કરવા જેવી છે. અહીં રામ એક જિજ્ઞાસુ તરીકે ગુરુ વસિષ્ઠને બ્રહ્માંડ અને પ્રકૃતિ વિષેના અને માનવજીવનના અન્ય તમામ પ્રકારના પ્રશ્નો પૂછે છે.

આ વિવિધ પ્રશ્નોની વચ્ચે રામ પૂછે છે કે બંનેમાં વધુ શક્તિશાળી કોણ, ભાગ્ય કે પછી પ્રયત્ન? રામ કહે છે કે નિયતિને તો લોકમાં અતિપ્રબળ ગણવામાં આવે છે, તો પછી જેને પુરુષાર્થ કહેવામાં આવે છે એનું મહત્ત્વ શું રહ્યું? આ સવાલના જવાબમાં, ઋષિ વસિષ્ઠ ગ્રંથના મુમુક્ષુ પ્રકરણના બે અધ્યાયમાં તથા અન્યત્ર રામને સ્પષ્ટપણે સમજાવે છે કે કોઈએ પણ ક્યારેય પોતાના ભાગ્યની ચિંતા ન કરવી જોઈએ. વ્યક્તિનું એ જ કર્તવ્ય અને ફરજ છે કે તે હંમેશાં સાચી દિશામાં અને સત્યની રાહે નિષ્ઠાપૂર્વક સતત પ્રયત્નો કરે, પુરુષાર્થમાં લાગી રહે.

વસિષ્ઠઋષિએ પછી વિગતે સમજાવ્યું કે એનું કારણ એ છે કે ભાગ્ય અથવા પ્રારબ્ધ તો ભલે ગમે તેવું શક્તિશાળી હોઈ શકે, પરંતુ છેવટે તો તે હંમેશાં ભૂતકાળની ક્રિયાઓથી બનેલું છે. ભાગ્ય અથવા પ્રારબ્ધ એ બીજું કશું નથી, પણ તે ફળ આપવા તત્પર થયેલી ભૂતકાળની ક્રિયાઓ અથવા કર્મ એ જ છે. આથી તેને હંમેશાં તાજી, નવી અને વધુ શક્તિશાળી ક્રિયાઓ દ્વારા, વિશેષ ઉત્કૃષ્ટ કર્મો દ્વારા જીતી શકાય છે. અલબત્ત, એ જરૂરી અને અનિવાર્ય છે કે તે પુરુષાર્થ ઉત્તમ અને જોઈએ તેટલો પ્રબળ હોવો જોઈએ. જો કેવળ મનથી ઇચ્છા કરીએ, પણ પછી તે પ્રમાણે પુરુષાર્થ ન હોય તો આવી ઇચ્છાઓ કેવળ મોહ ઉત્પન્ન કરે છે. ભૂતકાળનાં જે કર્મ ફળ આપવા તૈયાર થયાં છે એને જ પ્રારબ્ધ અથવા 'દૈવ' કહેવાય છે, પરંતુ આવા પ્રારબ્ધનો નાશ અથવા ખંડન એ વર્તમાન સત્કર્મો અથવા પુરુષાર્થ દ્વારા સહજ રીતે થાય છે. આ પુરુષાર્થ મૂળભૂત મૂલ્યોને ધ્યાનમાં રાખીને એટલે કે શાસ્ત્ર અથવા ઉત્તમ પુરુષના કહ્યા પ્રમાણે હોવો જોઈએ.

વળી વસિષ્ઠ આગળ સમજાવે છે કે

જો ભૂતકાળનાં કર્મો વર્તમાનમાં થતી ક્રિયા તથા કર્મો કરતાં વિશેષ પ્રબળ હોય તો જે ઓછા બળવાળાં કર્મ હોય એ હારી જાય છે. આથી વર્તમાનનાં સત્કર્મો અથવા પુરુષાર્થ એવાં પ્રબળ કરવાં જોઈએ જેથી તે ભૂતકાળનાં કર્મ પર વિજય કરે. જો વર્તમાનમાં ઉત્તમ ક્રિયાઓ કરવા છતાં યોગ્ય પરિણામ ન જણાય, સારું ફળ ન મળે તો એવું માનવું કે આગળ કરેલાં વિરોધી કર્મો વધારે પ્રબળ હશે, ત્યારે દાંત પીસીને અધિક બળથી એવો ઉત્તમ પુરુષાર્થ કરવો જેથી આગળનાં કર્મો હારી જાય.

વસિષ્ઠજી આગળ રસપ્રદ વાત કરે છે. તેઓ કહે છે કે આ સઘળું જે થઈ રહ્યું છે તે પૂર્વના પ્રારબ્ધને કારણે જ, નસીબને કારણે જ થઈ રહ્યું છે એવી બુદ્ધિને પગ તળે કચડી દેવી. આગળનાં કે પૂર્વનાં કર્મો આજના પુરુષાર્થ કરતાં વિશેષ બળવાન કદી થઈ શકે નહીં કે થવા દેવાં નહિ. આથી આગળનાં અશુભ કર્મો આપમેળે શાંત ન થાય ત્યાં સુધી મનુષ્યે અત્યંત પુરુષાર્થ કરવામાં પ્રયત્નપૂર્વક મંડ્યા રહેવાનું છે. જેમ ગઈકાલે થયેલું અજીર્ણ આજે ઉપવાસ કરવાથી સારું થાય છે તેમ આગળનાં અશુભ કર્મો આજે કરેલાં ઉત્તમ શુભ કર્મોથી શાંત થાય છે એમાં કોઈ શંકા નથી.

જેમ પશુના શરીરમાં પડેલા ઘામાં રહેલી જીવાત માંસ અને પરુનું ભક્ષણ કરીને આનંદ માણે છે એવી રીતે માણસે કેવળ સંસારના ભોગ ભોગવવામાં જ આનંદ મળે છે એવું માનીને પોતાનું જીવન વ્યર્થ ગુમાવવું નહીં. ઉત્તમ અને શુભ કર્મ કરીને પોતાના જીવનની સાર્થકતા કરવી.

મનુષ્યએ 'હું તો સ્વતંત્ર નથી, પણ નસીબ અને દૈવને આધીન છું' આવી વિચારસરણીનો ત્યાગ કરી દેવો જોઈએ. પછી સત્સંગ, ઉત્તમ પુસ્તકોનું વાંચન અને અન્ય સાધનો દ્વારા 'બળપૂર્વક' પોતાનો ઉદ્ધાર કરવો જોઈએ. જેમ બળવાન પુરુષ પોતાના બળ દ્વારા નબળા લોકોને હરાવે છે તેમ વર્તમાનનાં અતિબળવાન કર્મો પણ આગળનાં કર્મો અથવા પ્રારબ્ધ પર વિજય અપાવે છે. કોઈ વાર પુરુષાર્થ કરીએ અને ફળ ન મળે તો પહેલાંનું કર્મ વિશેષ બળવાન હશે એમ સમજીને પુરુષાર્થ અનેક ગણો કરવો. કોઈ વાર વર્તમાન કર્મો પહેલાંનાં કર્મોને હરાવે છે તો કોઈ વાર એનાથી ઊલટું પણ બને છે. એવું પણ બને કે પૂર્વનાં પ્રબળ કર્મો વર્તમાન કર્મનું ફળ પરિણમવા ન દે. કર્મના બળ પર કોણ જીતે એનો આધાર છે. આથી ચિંતા કર્યા સિવાય પ્રબળ કર્મ કર્યે જવું. વર્તમાનનો પુરુષાર્થ એ તો 'પ્રત્યક્ષ' છે. આથી એ જેવો પ્રબળ બનાવવો હોય એવો બની શકે છે. આ કારણે એને મહત્ત્વ આપવામાં જ ડહાપણ છે.

આ બધી વાતમાં પાયાનો સંદેશો એટલો જ છે કે ગમે એવું નબળું નસીબ

હોય તો પણ વર્તમાન તીવ્ર પુરુષાર્થથી એને જીતી શકાય છે, પણ આ માટે સર્વ પ્રથમ તો આપણી નબળી માનસિકતા બદલી નાખવી પડે. ગીતામાં કહ્યું છે એ પ્રમાણે गतासूनगतासूंश्च नानुशोचन्ति पण्डिता:2.11 એટલે કે ડાહ્યો માણસ જૂનું વિચાર્યા કરતો નથી. અલબત્ત, ભૂતકાળમાંથી શીખી અવશ્ય લઈએ પણ પછી આગળ વધી જવું પડે.

અહીંયાં મજાની વાત એ છે કે હજારો વર્ષ પહેલાં ભારતીય પરંપરામાં ક્રિયા, કર્મ અને પુરુષાર્થ વિશે આટલી વિશેષ સકારાત્મક વાત કરવામાં આવી છે! પરંતુ આ સઘળી વાત આજના અતિવ્યસ્ત સમયમાં લોકો પાસે યોગ્ય સ્વરૂપે પહોંચતી નથી. આથી જે ઉત્તમ છે એ સામાન્યજનથી અજાણ્યું રહી જાય છે અથવા કંઈ ઊલટા અને ઊંધા સ્વરૂપે રજૂ થાય છે. આપણી પરંપરામાં બધું ઉત્તમ જ છે એવું કહેવાનો આશય નથી, પરંતુ એવું હોઈ શકે કે આપણે ત્યાં પણ ઘણી ઉત્તમ વસ્તુ હોય, છતાં એ સદીઓની ગુલામીને કારણે ઢંકાઈ ગઈ હોય, ત્યારે આપણી ફરજ એ બની જાય છે કે તટસ્થ વલણ દાખવી જે સારું હોય એને વૈજ્ઞાનિક અભિગમ દ્વારા બહાર લાવવું. આવી જ રીતે ખોટી રજૂઆતોને સમજપૂર્વક એ રીતે ગુસ્સો કર્યા સિવાય બતાવવી રહી. જે અવૈજ્ઞાનિક અથવા તો અંધશ્રદ્ધાનાં તત્ત્વો હોય એને સમજ અને પ્રેમપૂર્વક ઉજાગર કરીને દૂર કરવાં પડે. ઝઘડાના માર્ગમાં એકંદરે કોઈને ફાયદો થતો નથી અને મૂળ હેતુ બાજુ પર રહી જાય છે. આટલું કરીએ તો જ આપણી પરંપરાનાં ઉત્તમ તત્ત્વોનો લાભ આપણા સમાજ, દેશ અને દુનિયા માટે આપણે લઈ શકીએ.

**[ક્રમશઃ]**



# ઓમાન
## દેશનાં કેટલાંક પ્રવાસસ્થળો

**☐ સુનીલ અંજારિયા**

**અ**હીં મસ્કતમાં ઈદ નિમિત્તે ૧.૫.૨૨ શુક્રવારથી ૭.૫.૨૨ સુધી સંપૂર્ણ રજાઓ હતી. આપણી દિવાળીથી લાભપાંચમ જેવું.

થોડાં વર્ષોથી ત્યાંની જેમ અહીં પણ ઈદ વખતે બહાર સારે સ્થળે ફરવા નીકળી જવાનો વણકહ્યો રિવાજ થઈ ગયો છે. અમે પણ એ રજાઓમાં બે દિવસ અલ અસ્કારા અને ત્યાંથી નજીકની જગ્યાઓ પિંક લેક, સુર શહેર, બીમાહ સિંકહોલ જગ્યાઓ પર જવા નીકળી પડ્યા.

અસ્કારા નજીકમાં ટર્ટલ બીચ એટલે કે કાચબાઓની સંવનન અને ઈંડાં મૂકવાની જગ્યા છે, ત્યાં આપણા હથેળી જેવડા કાચબાથી માંડી ગાયભેંસ જેટલી પહોળાઈના, વિશાળ પાંખો ફફડાવતા અને દરિયા તથા જમીન વચ્ચે ફરતા કાચબા મળે. વહેલી સવારે અને મોડી રાત્રે એમ બે ગાઇડેડ ટૂર હોય છે. તે ગામનું નામ રાસ અલ જીંજ છે.

તો અસ્કારા જવા અમે ૩.૫.૨૨ના

બપોરે ૧૧.૨૦ વાગ્યે નીકળ્યા. ૩૪૦ કિ.મી. જેવું અંતર હતું.

મસ્કતની બહાર નીકળતાં પર્વતો ઉપર થઈને જતો એમિરાત હાઇવે પકડ્યો. રસ્તે મે મહિનાની બપોર એટલે મૃગજળનો અનુભવ કર્યો. રસ્તાઓ પર પાણી પથરાયું હોય તેમ કારનાં પ્રતિબિંબ દેખાવા લાગ્યાં. બેય બાજુ કાળમીંઢ પર્વતો કોતરીને કરેલા રસ્તાઓમાંથી થઈને તો થોડી વારે બે તરફ ખાખી રંગની રેતીના અફાટ રણ વચ્ચેથી નીકળતા રહ્યા.

એક તબક્કે રણમાં કારની બહારનું ટેમ્પરેચર ૪૯ સે. બતાવતું હતું! કારમાં તો ૨૫થી ૩૦ સે. મેઇન્ટેઇન હતું.

ઓચિંતો સૂરર.. કરતો કર્કશ વાંસળી જેવો અવાજ કરતો પવન ફૂંકાયો અને રસ્તા પર રેતીનો ધોધમાર વરસાદ સામેથી ઝીંકાયો. સામેથી આવતી કારોએ પણ લાઇટ કરી. થોડી ક્ષણ કાંઈ દેખાય નહીં એવું થઈ ગયું. વિંડશિલ્ડના આગલા કાચ પર પણ રેતી તડ-તડ કરતી અથડાવા લાગી. રસ્તાની બાજુમાં જોયું તો વિશાળ નળાકાર જેવા આકારનો લગભગ ચાર-પાંચ માળના મકાન જેટલો ઊંચો ચક્રવાત ગોળ ફરતો જોયો. રેતીનું એ ચક્કર-ચક્કર ફરતું ભૂંગળું હવા ગરમ થઈ ઉપર જાય તેથી ક્ષણિક શૂન્યાવકાશ સર્જાવાથી થતો હતો.

અહીં એક્સપ્રેસ હાઇવે પર વચ્ચે ઊભા રહેવાતું નથી. તોફાન વચ્ચેથી પણ અમે અને આગળની કારોએ ૧૦૦ કિ.મી. કલાકની ઝડપે પસાર થયે રાખ્યું.

આપણી અટલ ટનલ જેવી એક પર્વત ખોદી બનેલી અલ શર્કિયા ટનલ આવી. અંદર પૂરતી લાઇટો, પહોળા રસ્તાઓ. લગભગ એક કિ.મી. લાંબી.



ટર્ટલ બીચ


ઢો નામની બોટ, સૂર

બહાર નીકળતાં અલ શર્કિયા શહેર આવ્યું, જે આપણા વડોદરાની જેમ શૈક્ષણિક શહેર છે અને શર્કિયા યુનિવર્સિટી ખૂબ જાણીતી છે, ત્યાં ખાખી રંગનાં સરકારી મકાનો જોયાં.

કોઈ પણ સરકારી, પોલીસ-સ્ટેશન કે પોસ્ટ-ઑફિસનું મકાન પણ અહીં બધે જ ખૂબ મોટું હોય અને ઉપર ઓમાની રાષ્ટ્રધ્વજ લગાવેલો હોય.

આજુબાજુ પહાડો પર ચરતા નધણિયાતા કાળા જંગલી ગધેડાઓ તથા ઘેટાં જેવા લાંબા વાળ ધરાવતાં બકરાં જોયાં.

વચ્ચે એવા રેતીના ઢૂવા આવ્યા, જે સવારનો તડકો પડતાં ખાંડ જેવા સફેદ ચળકે છે. તેથી આ રેતીના પર્વતોને સુગર ડ્યુન્સ કહેવાય છે.

એકસાથે ઊંચા રેતીના ખાખી પહાડો અને રેતીના પ્રચંડ ઢૂવાવાળા રણ વચ્ચેથી પસાર થયા કર્યું ત્યાં તો પર્વતો પાછળથી ઓચિંતો અફાટ, ભૂરો અને લીલી ક્ષિતિજવાળો દરિયો સામે આવ્યો. અલ અશ્કારા આવી પહોંચ્યું ત્યારે બપોરના ૨.૪૦ થયેલા.

અલ અશ્કારામાં રિસોર્ટ માટે અગાઉથી કહી રાખેલું એટલે સ્વીટ મળ્યા બાકી આખી હૉટેલ ફૂલ. અગાઉથી બુકિંગ સિવાય ક્યાંય પણ જગ્યા મળવી અશક્ય હતી.

ખૂબ સુંદર, લગભગ આપણા ચોરવાડના પૅલેસ જેવો દેખાવ. વચ્ચે સ્વિમિંગ પૂલ અને આસપાસ ગ્રીનરી. ધસારાનો લાભ લેવા કેટલીક વિલાઓમાં હારબંધ રૂમ ચણી તેને સિઝનમાં નાઇટ સ્ટે માટે ભાડે આપતા Chalet (કિફાયતી રહેણાક) જોયા.

કેટલાક લોકોએ તો પ્લાસ્ટિક કે કૅન્વાસ ટૅન્ટ લાવી સપાટ જમીન પર કાર પાર્ક કરી રાત કાઢવા કૅમ્પિંગ કરેલું. ટૅન્ટ માટેની સારી જગ્યાઓ ફૂલ હતી. થોડો આરામ અને ખાવાપીવાનું પતાવી એકાદ કલાક હૉટેલમાં સ્વિમિંગ કર્યું.

અહીં જાહેરમાં કપડાં બદલી શકાય નહીં અને ઉપરનું શરીર પુરુષથી પણ

ઉઘાડું રખાય નહીં. સ્વિમિંગની શૉર્ટ્સ પણ ગોઠણથી નીચે સુધી હોવી જોઈએ. ટી-શર્ટ પણ પહેરવું પડે.

સાંજના સાડાચાર વાગતાં બીચ જવા નીકળ્યા.

અહીં સામે નજર પડે ત્યાં સુધી અફાટ દરિયો જ છે. આ એક ફિશિંગ વિલેજ છે, જ્યાં હૉટેલો કરી ટૂરિસ્ટ પ્લેસ તરીકે વિકસાવી ગ્રામવાસીઓ કમાઈ લે છે.

દરિયાકાંઠે રેતી એકદમ લિસ્સી અને સફેદ છે. સતત લાંબો કિનારો. દરિયામાં ખંડીય છાજલી બહુ થોડે સુધી હતી. ત્યાંથી આગળ વધો એટલે તમારી કમર કે ગળા સુધીનું પાણી મૂકી તરત જ હજારો ફૂટ ઊંડું થઈ જાય! લોકો કાંઠા પાસે જ દોડતા, ફૂટબૉલ રમતા કે મોજાંઓ પર કૂદતા હતા. ખૂબ મોટાં છીપ, કોડી અને શંખ પણ મળ્યાં. સાંજે સવાછ વાગ્યે તો સૂર્યાસ્ત!

પાછા આવી રિસોર્ટમાં જમવા બે કિ.મી. દૂર ગામમાં ગયા. ગામમાં એક રેસ્ટોરાંમાં ગયા તો બધાં જ ટેબલો ફૂલ. અહીં સાથે લેડીઝ હોય તો રેસ્ટોરાંમાં ફૅમિલી રૂમમાં જવા કહે છે, એ પણ બધા ફૂલ. એક ટેબલ ખાલી થતાં બેઠા. એક ફૅમિલી એન્ક્લોઝરમાં યુવાન છોકરાઓને મૅનેજરે જલદી પતાવવા કહ્યું અને અમને ફૅમિલી રૂમમાં ખસેડ્યા.

ફૅમિલી રૂમમાં તો નીચે ગાદીઓ પર બેસવાનું હતું. અહીંની સંસ્કૃતિ મુજબ તો એક મોટી થાળીમાંથી સહુ ખાય. અમને અલગ ડિશોમાં લેટ્યુસ, મોસંબી જેવડું લીંબુ, સલાડ, વચ્ચે રોટીનો બાઉલ અને બિરયાની ભરેલો કટોરો આપ્યો. બેસવાનું પલાંઠી મારીને. વેઇટર પડદો બંધ કરી ગયો, જે રિસોર્ટમાં ૫૦૦૦ રૂપિયા જેવા બધાના થાત તે અહીં પાંચ રિયાલ એટલે ૧૦૦૦ જેવામાં પત્યું.

રાતના દરિયાનો વિકરાળ ઘૂઘવતો અવાજ સાંભળ્યો. અંધારામાં આવી જગ્યાએ જ જોવા મળે એવા તારા જોયા.

સવારે અહીં તો ૫.૨૮ વાગે સૂર્યોદય થાય. પૂર્વ બાજુ દરિયો. દરિયામાંથી ઊગતો સૂર્ય જોવા એલાર્મ મૂકી. ૫.૩૦ વાગ્યે દરિયામાંથી સૂર્યોદય જોયો અને ઓટ વખતની કુદરતી રંગોળીઓ


લાઇટહાઉસ, સૂર



દરિયાઈ માટીમાં જોઈ.

પરત આવી બ્રંચ ઝાપટ્યું. ફરી સ્વિમિંગ કર્યું અને ૧૧.૩૦ વાગ્યે ચેક-આઉટ કરી નીકળ્યા પિંક લેક ભણી. લગભગ એ સમયે જ ઘણા ઈદ મનાવી નીકળેલા ઓમાની અને કેરાલી ફૅમિલીઓ પણ નીકળ્યા.

નજીકમાં જ અસ્કારા પૉર્ટ ગયા, જ્યાં શિપ્સ (જહાજ)ને ભરવાના ડીઝલનો મોટો પેટ્રોલ પંપ હતો. જહાજને દરિયામાં લઈ જતાં પહેલાં પૈડાંવાળી મોટી ટ્રૉલી પર રાખી લઈ જવું પડે અને અમુક ઊંડાણ આવે એટલે એ ટ્રૉલી ખેંચી લઈ જહાજ દરિયાને હવાલે કરાય તે ટ્રૉલી પર જહાજ જોયું.

ફરી એ જ પર્વતો, સફેદ સ્યુગર ડ્યુન્સ, રસ્તે હવે પાંચ-સાતનાં ઝુંડમાં ફરતાં નધણીયાતાં ઊંટ મળ્યાં. તેઓ રેતીમાં ઊગેલું કાંટાળું ઘાસ ખાતાં હતાં.

હવે પહોંચ્યા પિંક લેક. એ જગ્યા એવી છે જ્યાં સમુદ્રનું પાણી બંધિયાર જગ્યામાં ભરાઈ રહેતાં ત્યાં algie (શેવાળ) થાય છે અને તે સોલ્ટ તથા અન્ય કેમિકલ્સને કારણે ગુલાબી હોય છે, તેથી પાણીનું આખું સરોવર ગુલાબી લાગે છે. ગૂગલે બતાવેલી મૂળ જગ્યાએ જોકે મનુષ્ય અવરજવર વધી જતાં શેવાળ ઊગતી બંધ થઈ હશે એટલે ભૂરું પાણી હતું. નજીકમાં બે પૂરી પિંક કલરની ખાડી હતી. તેની આસપાસ

સફેદ સોલ્ટના ક્રિસ્ટલ્સ બનેલા.

ત્યાંથી નીકળી ઊપડ્યા સુર શહેર તરફ.

આશરે ૩ વાગ્યે સુર આવ્યું. સુંદર કોર્નિશ એટલે દરિયાએ બનાવેલો અર્ધગોળ ખાંચો જોયો. કિનારે બેસવા આકર્ષક બાંકડાઓ પણ હતા.

આગળ આવ્યો વરલી-સી ફેસમાં છે તેવા આકારનો ઝૂલતો, મજબૂત તારોથી બાંધેલો હેન્ગિંગ બ્રિજ. તે કારમાં જ બેસી ડ્રાઇવ કરતાં વટાવ્યો. તેની ઉપરથી કાર લઈ જઈ શકાય છે, ભારે વાહન નહીં.

ત્યાંથી ગયાં લાઇટ હાઉસ. તે એક સુંદર આકારની ક્રીમ કલરની ઇમારત છે. બારીઓ પણ લીલી અને મુસ્લિમ સ્થાપત્ય મુજબ ઉપર અણી કાઢેલી. ઉપર જવા પગથિયાં અને કિલ્લા જેવી પાળી. આપણા જૂના ડેલા જેવાં દ્વાર.

અહીંથી બપોરનો દરિયો રૂપાના સિક્કાઓ ઝગારા મારતા હોય તેવો લાગતો હતો.

ત્યાંથી ગયા સુર મેરિટાઇમ મ્યુઝિયમ, જ્યાં આગળથી ઊંચી અને મોટી ચાંચવાળી 'ધો' નામની બોટનાં મૉડલ્સ છે.

નજીકમાં ધો બનાવતી ફૅક્ટરી કમ મ્યુઝિયમ છે. એ પ્રાઇવેટ હોઈ વ્યક્તિદીઠ એક રિયાલ ટિકિટ છે, જે રીતે માપ લઈ આખી ફ્રેમ, વળાંકો,



બીમા સિંકહોલ

ચોક્કસ જાતનાં લાકડાં જે પાણીમાં પલળી લોંદો ન થઈ જાય તેમ જ વજનમાં હળવાં હોય તે કપાતાં અને ફિટ થતાં જોયાં.

શહેરના રસ્તાઓ ચોક્કસ રીતે વાવેલી ખજૂરીઓથી શોભતા હતા. ઘણાં મકાનોને ડેલી જેવાં અને ખૂબ ઊંચાં બારણાં હતાં.

મસ્કત, સલાયા, સુર અને નીઝવા અહીં ઓમાનનાં મોટાં શહેરો કહી શકાય.

અહીંથી ઊપડી ગયાં બીમા સિંક હૉલ તરફ.

રસ્તે વળી પહાડીઓ, કપરા ઢાળ સાથે ચડતા-ઊતરતા રસ્તાઓ અને ગામોની અંદરથી પસાર થયા. બકરી કે ઊંટ ચીતરેલું બોર્ડ આવે એટલે ધીમા પડવાનું. પહોળા અને લિસ્સા રસ્તાઓ સાથે પહાડોની બાજુમાં સિમેન્ટની એકાદ ફૂટ ઊંડી સતત સાથે દેખાતી નીક હતી એ પહાડ પરથી વરસાદ પડે તો રસ્તા બંધ ન થાય એ માટે પાણી વહાવવા હતી. અહીં જોકે વરસાદ ભાગ્યે જ પડે છે.

સાંજે આશરે ૪.૩૦ વાગ્યે પહોંચ્યાં બિમા સિંકહોલ- Bimmah sinkhole. એ જગ્યાએ કુદરતી રીતે ઊંડો ખાડો, આશરે ૧૫૦ ફૂટ લાંબો અને ૧૦૦ ફૂટ પહોળો છે. ઊંડો પણ સરખો એવો, ત્યાં દરિયાનું પાણી કે કુદરતી ઝરણું છે, જ્યાં તમે લગભગ ૫૦ પગથિયાં ઊતરી નાહી કે તરી શકો છો, પણ એ માટે ત્યાં ઊભા રહી કપડાં બદલો તો ભારે દંડ થાય. જાહેરમાં નગ્ન થવાનો ગુનો બને. એટલે એન્ટ્રી પાસે જ પુરુષ અને સ્ત્રીઓ માટે ચેંજિંગ રૂમ્સ છે, ત્યાં જઈ પૅન્ટ બદલી સ્વિમિંગ શૉર્ટ્સ અને ટી-શર્ટ પહેરીને જ જવાનું.

આજુબાજુ બગીચો, બેસવા બાંકડા અને લાકડાના શેડ કે છત્રીઓ પણ છે. કાફેટેરિયા પણ છે.

સામાન્ય દિવસ કરતાં આજે સીડી ઉપર અનેક ગણા લોકો અને એટલા જ નીચે પાણીમાં. ઊભવાની પણ જગ્યા માંડ હતી, ત્યાં ખાસ્સે ઉપર ૩૦, ૪૦ ફૂટ અને હજી પણ ઉપર પથ્થરમાંથી જ કોતરાયેલી છાજલીઓ છે જ્યાંથી હિંમતબાજ યુવાનો ધૂબકા મારે છે. મને તરતાં આવડતું હોઈ ભીડથી બહુ દૂર તરી શક્યો.

ત્યાં જ નાસ્તો કરી ઊપડ્યા તે વહેલું આવે મસ્કત. એમિરાત વિસ્તાર આવતાં જ તળેટીમાં જાણે પ્લેનમાંથી જોતા હોઈએ એવું મસ્કત શહેર દેખાય. એકદમ ટચૂકડાં ખીચોખીચ મકાનો અને ટમટમતી લાઇટો જાણે આકાશ જમીનમાંથી ફૂટી નીકળ્યું હોય!

આમ અલ અશ્કારા, પિંક લેક, સુર, બીમા સિંકહોલની અમારી પોણાબે દિવસીય ટૂર કાયમી સુંદર સંભારણાઓ સાથે પૂરી થઈ.





# ભૂમ

□ મોના જોષી

જયશંકરસાહેબ પૂજાપાઠ પતાવીને ઓસરીમાં આવ્યા. એક નજરમાં આખી ગલીને આવરી લીધી. ત્રણ ચાર મહિના પહેલાં જ્યારે અહીં રહેવા આવ્યા, ત્યારે બધું બહુ જ અજાણ્યું અને પારકું લાગતું હતું. હસુમતીબહેન કેટલાય દિવસ સુધી જૂનું ઘર અને જૂના પડોશીઓને યાદ કરી જીવ બાળતાં રહ્યાં. મન બહુ ભરાઈ આવે ત્યારે જયશંકરસાહેબ આગળ બખાળા કરતાં, "છેક ગામના છેવાડે ઘર લીધું છે. લોકોએ કેટલી ના પાડી હતી કે આ વિસ્તારમાં અસામાજિક તત્ત્વોનો અડ્ડો છે. અહીં ઘર ના લેવાય, પણ તમને તો પૈસાની પડી હતી. મારો તો તમે વિચારતા જ નથી કરતા. તમે તો આખો દિવસ થોથામાં માથું નાખી રાખો છો. હું કેવી રીતે દિવસ પસાર કરીશ?"

જયશંકરસાહેબ દર વખતની જેમ આછું મલકીને એક કાનેથી સાંભળીને બીજા કાનેથી કાઢી નાખતા. એ ક્યારેય હસુમતીબહેન જોડે ચર્ચામાં ઊતરતા નહીં. 'દરેક સમસ્યાનો ઉકેલ સમય છે. ચર્ચા કરવાથી ઉકેલ ન આવે, પણ નવી સમસ્યાઓ ઉદ્‌ભવે.' એવું તે માનતા અને ખરેખર ધીરે-ધીરે હસુમતીબહેનની ફરિયાદ દૂર થઈ ગઈ. હસુમતીબહેનના મળતાવડા સ્વભાવને લીધે ધીરે-ધીરે અડોશપડોશમાં તેમનો ઘરોબો બંધાવા લાગ્યો. હવે તેમને નવા ઘરમાં ગમવા લાગ્યું. સાહેબ પણ સાંજના સમયે

આડોશપડોશનાં બાળકોને ભેગાં કરી ભણાવવામાં તેમનો સમય પસાર કરવા લાગ્યા. એકાદ મહિનામાં તો આજુબાજુના લોકો સાથે જાણે વર્ષો જૂની ઓળખાણ હોય એવો સંબંધ બંધાઈ ગયો.

રોજ સવારે પૂજાપાઠ પતાવી જયશંકરસાહેબ ગલીને નાકે આવેલા મહાદેવના મંદિરે જળ ચઢાવવા જતા. મંદિરની નજીક નાનું બજાર હતું. જયશંકરસાહેબ મંદિરથી આવતાં ઘર માટે જરૂરી સામાન લઈ આવતા.

શાલ ખભે નાખીને ચંપલમાં પગ નાખતાં-નાખતાં સાહેબે બૂમ પાડી, "મંદિર જાઉં છું, કશું લાવવાનું છે?"

હસુમતીબહેન સાડલાથી હાથ લૂછતાં-લૂછતાં રસોડામાંથી બહાર આવ્યાં અને માસ્તરના હાથમાં કાગળ પકડાવતાં બોલ્યાં, "આ લિસ્ટમાં લખ્યું છે એ બધું લેતા આવજો. એકવાર લિસ્ટ વાંચી લો. ના સમજાય તો મને પૂછી લો. નહીં તો પછી એકના બદલે બીજું જ કાંઈક લઈ આવશો."

જયશંકરસાહેબ કાગળ ખોલીને વાંચવા લાગ્યા. એક જગ્યાએ અટકીને બોલ્યા, "જો હસુ, 'શીખંડ' માં હ્રસ્વ-ઇ આવે અને દુધીમાં..." હસુમતીબહેને સાહેબના હાથમાંથી કાગળ ઝૂંટવી લીધો, "તમે રહેવા દો. હું લઈ આવીશ. રિટાયર થયા, પણ માસ્તરપણું જતું નથી."

સાહેબે હસીને કાગળ લઈ લીધો અને મંદિર તરફ ચાલવા લાગ્યા. દેવદર્શન કરીને જયશંકરસાહેબ તેમની હરહંમેશની દુકાને જઈને ઊભા રહ્યા. દુકાનદારે સાહેબને 'જય મહાદેવ' કર્યા અને સામાનનું લિસ્ટ ગુમાસ્તાને પકડાવ્યું. સાહેબ અને દુકાનદાર વાતે વળગ્યા, ત્યાં તો વાવાઝોડાની જેમ ચાર-પાંચ મોટરસાઇકલ દુકાન આગળ આવીને ઊભી રહી. દુકાનદારના ચહેરા ઉપર ભયની રેખાઓ ઊપસી આવી. આઠ-દસનું ટોળું દુકાનમાં ધસી આવ્યું. તે બધામાંથી મુખિયા જેવા દેખાતા એક ગુંડાએ દુકાનદારને કૉલરથી ઝાલ્યો અને લાલ ડોળા કાઢતાં બોલ્યો, "શું શેઠ, જેમ-જેમ તારો વેપાર વધતો જાય છે, એમ-એમ તારો જીવ ટૂંકો થતો જાય છેને કંઈ! બધું ભેગું લઈને ઉપર જવું છે કે શું?"

દુકાનદારના ગળામાંથી પરાણે અવાજ નીકળ્યો, "એવું કાંઈ નથી પકાભાઈ..." દુકાનદારની વાતને અધવચ્ચેથી કાપતાં પકો બોલ્યો, "એવું નથી તો મારા માણસને હપ્તો કેમ ન આપ્યો? મારે ધક્કો ખાવો પડ્યો." દુકાનદાર થૂંક ગળતાં બોલ્યો, "હું તો આપણે નક્કી થયા મુજબની રકમ આપતો જ હતો, પણ તેણે રકમ વધારી દીધી, તો વધારાના રૂપિયા હું કેવી રીતે આપું? આ મોંઘવારીમાં મારે મારા પરિવારનું વિચારવાનું કે નઈ?"

પકો બોલ્યો, "મોંઘવારી અમનેય નડે છે, શેઠ. તમે ચીજવસ્તુઓના ભાવમાં

વધારો કરો, તો મારી હપ્તાની રકમમાં વધારો કેમ નહીં?"

સાહેબ તો આભા બનીને આ ખેલ જોઈ રહ્યા હતા. અહીં રહેવા આવ્યા ત્યારે તેમણે આ ગુંડા વિશે ઘણું સાંભળ્યું હતું, પણ દીદાર તો આજે પહેલી જ વાર થયા હતા. તેમણે પકાના ચહેરાને થોડો ધ્યાનથી જોયો. થોડો અણસાર આવતાં તે બોલ્યા, "પંકજ!!"

પકાએ વર્ષો પછી પોતાનું સાચું નામ સાંભળ્યું હતું. તેણે થોડા આશ્ચર્ય અને થોડા રુઆબ સાથે માસ્તર સામે જોયું. વર્ષો જૂનાં સ્મરણોના પટારા ખૂલ્યા. આંખમાં થોડી કડકાઈ ઓછી થઈ, "સાહેબ તમે? તમે ક્યાંથી?"

જયશંકરસાહેબ હજી ઊંડા આઘાતમાં ડૂબેલા હતા, "તું પંકજ પરમાર ને? તું... તું અહીં? આ રીતે?"

પકો થોડો ઓઝપાયો. તેને નિશાળના દિવસો યાદ આવ્યા. નમાયા પંકજને નિશાળમાં કોઈ સહેજ પણ હેરાન કરે તો જયશંકરસાહેબ તેનો ઊધડો લઈ લેતા. પંકજ પણ કંઈ પણ મુસીબત આવે તો જેમ ભક્ત ભગવાનને પુકારે એમ સાહેબને પોકારતો. દસમા સુધી સાહેબે પંકજને પોતાના દીકરાની જેમ સાચવ્યો. દસમામાં નાપાસ થતાં પંકજના પિતાએ પંકજને સ્કૂલમાંથી ઉઠાડીને કામે લગાડી દીધો. આજે આટલાં વર્ષો પછી સાહેબને આવી પરિસ્થિતિમાં મળવાનું થશે એવું પંકજે સ્વપ્ને પણ વિચાર્યું નહોતું. મન થયું કે સાહેબને પગે લાગું, પણ પછી થયું કે જોનારા ઉપરથી તેનો રુઆબ ઓછો થઈ જશે. વર્ષોની મહેનતથી જમાવેલો 'ધંધો' નબળો પડી જશે. એટલે પકો તેની કડકાઈ જાળવી રાખતાં બોલ્યો," સાહેબ, તમે આમાં માથું ન મારો. તમને ખબર ના પડે, આ વેપારીઓ લોકોને લૂંટે છે. તેમની સાથે આવો જ વ્યવહાર થાય."

જયશંકરસાહેબ બોલ્યા, "તો તું પણ એ જ કરી રહ્યો છે ને! તારામાં અને તેમનામાં ફરક શું? મેં તને નિશાળમાં આવું જ્ઞાન કે આવા સંસ્કાર તો નહોતા જ આપ્યા. તો પછી તું આવો કેમ થઈ ગયો ભાઈ?"

પકો બોલ્યો, "નિશાળનું પુસ્તકિયું જ્ઞાન જીવનમાં કામ ન લાગે, સાહેબ. અહીં તો ઝૂંટવીને લેવાવાળાનું જ ચાલે. નહીં તો પછી માગીને ખાવાનો વારો આવે. તમે જાણતા નથી આ સમાજને."

સાહેબ બોલ્યા, "હું આ સમાજમાં જ જીવી રહ્યો છું. મારે તો ક્યારેક કોઈની પાસે કશું માગવું નથી પડ્યું. ક્યારેય પણ કશું અણહકનું ખાધું નથી. મારી પરસેવાની કમાણીમાંથી હું મારું જીવન ખૂબ સારી રીતે પસાર કરી રહ્યો છું." પકો અકળાઈને બોલ્યો, "સાહેબ, આ તમારી પરસેવાની કમાણી છે! જિંદગી આખી નીતિ ઉપર ચાલીને તમને શું મળ્યું? ગામની બહાર, જ્યાં કોઈને રહેવાનું ના ગમે એવા એરિયામાં એક નાનું ઘર અને જિંદગી આખી ઢસરડા.

મારું ઘર જોયું છે, તમે? નાની ઉંમરમાં મેં કરેલી કમાણીનો આંકડો ખબર છે? હું ઇચ્છું તો આખો મહોલ્લો ખરીદી શકું એટલા પૈસા છે મારી પાસે." પછી પેલા સાથે આવેલા છોકરોઓ તરફ આંગળી કરી ઉમેર્યું, "આ દેખાય છે એવા કેટલાય છોકરાઓની ફોજ મારા હાથ નીચે કામ કરે છે. મારી બીકે આ મહોલ્લો થરથર કાંપે છે. મારી એક બૂમ સાંભળીને લોકો બીકના માર્યા ભાગી જાય છે."

સાહેબના ચહેરા ઉપર એક આછું સ્મિત ફરકી ગયું, "તું આને કમાણી કહે છે, બેટા? કાગળમાં ગણી શકાય એ જ કમાણી ના કહેવાય. જીવનમાં તમે કોઈને ઉપયોગી થયા હો, કોઈની મદદ કરી હોય, સારા અને સાચા સંબંધ બનાવ્યા હોય, એ સંબંધ માટે ઘસાઈ ગયા હો એ સાચી કમાણી છે. તમને આવતા જોઈને લોકો ખુશ થાય અને તમારા ગયા પછી તમને પ્રેમપૂર્વક યાદ કરે, એ સાચી કમાણી." પછી થોડું અટકીને ઉમેર્યું, "તને શું લાગે છે, તને આવતો જોઈને કોઈ ખુશ થાય છે? તારા ગયા પછી તને યાદ કરી કોઈ દુઃખી થશે? આ તેં ભેગી કરેલી ફોજમાંથી કોઈ તને સાચા દિલથી ચાહે છે?"

જયશંકરસાહેબના એક-એક સવાલે પકાને અંદરથી હલાવી દીધો. જયશંકરસાહેબ પંકજની નજીક ગયા અને તેના ખભા પર હાથ મૂકતાં બોલ્યા, "તારી 'બૂમ' સાંભળીને ભાગી જનારા ઘણા હશે, પણ તારી 'બૂમ' સાંભળીને દોડીને આવનાર કેટલા એ વિચાર્યું છે કદી? આ મહોલ્લો ખરીદી શકાય એવી કમાણી કોઈ કામની નહીં. એવી કમાણી કર કે આ મહોલ્લો વગર ખરીદીએ તારો થઈ જાય, સમજ્યો?"

પકો પથ્થર બનીને ઊભો રહ્યો અને જયશંકરસાહેબ દુકાનનાં પગથિયાં ઊતરીને ચાલતા થયા.

કોઈએ સાચું જ કહ્યું છે, શિક્ષક ક્યારેય રિટાયર ના થાય.

❑❑❑

જ્ઞાન માટેના સંઘર્ષમાં સુંદર સ્ત્રી સાથે કુસ્તી કરવા જેવો આનંદ હોય છે.

**- લોર્ડ હેલિફેક્સ**

* * *

જ્ઞાનમાર્ગમાં કોઈ ટૂંકા રસ્તા હોય છે એવું શિષ્યોને લાગે તે માટે એમને પ્રોત્સાહિત કરવા ન જોઈએ.

**- બરટ્રાંડ રસેલ**

* * *

સાર્થકતા વગરનું જ્ઞાન બેવડી મુર્ખતા છે. **- બાલ્ટાસર ગ્રેસિઅન**



# ગુલમોરવાળા બાબા

☐ પ્રીતમ લખલાણી

**મા**રા મિત્ર અશોક સાથે એક મોડી રાત્રે રેસ્ટોરાંમાં ચા-પાણી પતાવી વિક્રોલી તરફ જતા માર્ગ પર અમે ફરવા નીકળ્યા. ઘાટકોપર ઇન્ડસ્ટ્રિયલ એસ્ટેટ અને બંબાખાના વચ્ચેના રોડ ઉપર રસ્તાની બંને બાજુએ ગુલમોરની ઘટા વચ્ચેથી મોડી રાતની ચાંદની ઝરમર-ઝરમર વરસી રહી હતી. એની મજા માણતાં અમે ધીમા ડગ માંડતાં વિક્રોલી તરફ જઈ રહ્યા હતા.

એક ઘેઘૂર ગુલમોર નીચેના જર્જરિત બાંકડા ઉપર એક વૃદ્ધને નિરાંતે બેઠેલો જોયો. માથે લીલો રૂમાલ અને થીગડાવાળા ઝભ્ભામાં હાથની તસબીના મણકા ફેરવી રહેલો તે વૃદ્ધ અમને એક ફકીર જેવો લાગ્યો. થોડી વાર તો અમે તેને જોતા જ રહ્યા. તેનું વ્યક્તિત્વ અત્યંત આકર્ષક હતું. ઝરમર વરસતી ચાંદનીમાં તેના લાલ ગુલાબી ચહેરા ઉપર ચમકતી પાણીદાર આંખો, ડોક સુધી લહેરાતાં લાંબાં શ્વેત જુલ્ફો, તેમજ રૂપેરી વાદળ સમી ચમકતી પાતળી દાઢીમાં એ ખરેખર અલ્લાના કોઈ એક ફિરસ્તા જેવો લાગતો હતો.

આટલી મોડી રાત્રે માંચડે બેસીને પોતાની ખુશીમાં મગ્ન એવા એક ફકીર ઓલિયાને અમે કુતૂહલથી જોઈ રહ્યા હતા. એની બંધ ખુદામાં તલ્લીન આંખોને આ તો ક્યાંથી ખબર હોય કે અમે તેની સામે ઊભા છીએ! એના હાથની આંગળીઓ વચ્ચે ધીમે-ધીમે તસબીના મણકા ફરી રહ્યા હતા. પોતાની મસ્તીમાં તે અલ્લાના નામનું રટણ કરી રહ્યો હતો. તેના પગ પાસે એક કશ્કોલ ઊંધું પડ્યું હતું. ચા-પાણી પીધાં બાદ હાથમાં બચેલ પરચૂરણમાંથી પચાસ પૈસાનો એક સિક્કો કશ્કોલને ચત્તું કરી, મેં એમાં નાખ્યો. સિક્કાના રણકારે ફકીરે તેની બંધ આંખો ખોલી. પોતાના બે હાથ આકાશ તરફ ઊંચા કરી તેણે અમારા માટે અલ્લા પાસે દુવા માગતાં કહ્યું : "જા બેટા, અલ્લા તને સદા ખુશ રાખે."

ત્યાર બાદ કશ્કોલમાંથી સિક્કો હાથમાં લઈ, મારા તરફ હાથ લંબાવી, બહુ જ મૃદુ સ્વરે બોલ્યો, "બેટા, આ પચાસ પૈસાનો સિક્કો તમે પાછો લઈ લો, અલ્લાની દુવાથી મને આજે જરૂરિયાત કરતાં વિશેષ મળી ગયું છે. એટલે બેટા, મેં કશ્કોલ ઊંધું મૂકી દીધું હતું." બહુ જ નમ્રતાથી, છતાં આગ્રહપૂર્વક એ સિક્કો તેમણે મારા હાથમાં પાછો મૂકી દીધો.

કોઈ ફકીર આ રીતે પૈસા પાછા આપે એવું મેં આજ સુધી અનુભવ્યું નહોતું. આ ફકીરના સ્વરમાં કંઈક જુદો જ રણકો હતો. એક સચ્ચાઈ, ઈમાનદારી અને સંતોષની લાગણીના પડઘા તેમના અવાજમાં પડઘાતા હતા. અમને તે ફકીરમાં વધારે રસ જાગ્યો. વહેલી સવાર સુધી અમે તેના સાન્નિધ્યમાં તેના માંચડે બેસી રહ્યા. ફકીર માત્ર કામ પૂરતું અને પુછાયેલા સવાલ જેટલું જ બોલે, જીભ ખોલે એ પણ ન ખોલ્યા જેવી જ. તેની માયાળુ આંખ અને પ્રેમાળ હોઠનું સ્મિત વગર બોલ્યે પણ ઘણું બોલતું હતું. તેના પ્રત્યેક શબ્દમાં જગતની ભલાઈ સિવાય બીજું કંઈ જ રણકતું ન હતું.

આ પ્રસંગ પછી જ્યારે પણ હું અને મારો મિત્ર અશોક દરગાહ પરની રેસ્ટોરાંમાં ચા પીવા જતા ત્યારે

અચૂક આ ગુલમોરવાળા બાબાના માંચડે જઈ ચઢતા. બાબા માંચડે બેસી સૂરજ ઊગે ત્યારથી અસ્ત થાય ત્યાં લગી, અલ્લાના નામની તસબી ફેરવ્યે રાખે. ત્યાંથી પસાર થતા રાહદારીઓ તેમના કશ્કોલમાં યથાશક્તિ કંઈ ને કંઈ અચૂક મૂકતા જાય. પણ હરામ છે જો બાબા કોઈની પાસે હાથ લંબાવે. આપે તેનું ભલું અને ન આપે તેનું પણ ભલું અલ્લા પાસે ઇચ્છે.

બાબા દિવસ આખામાં એકવાર પણ કશ્કોલ તરફ નજર ન કરે એમાં કેટલા પૈસા ભેગા થયા છે એની સહેજે ચિંતા નહીં. સાંજે જેવો સૂર્ય અસ્ત થાય એટલે તરત પોતાની ફાટેલીતૂટેલી મેલીઘેલી ગોદડી બાંકડા ઉપર પાથરી કશ્કોલને એમાં ઠાલવે. એમાંથી બાબા પોતાની દાળ-રોટીના અને દિવસની બે વખતની ચાના ચાર રૂપિયા ઢગલીમાંથી ગણી પોતાના ખિસ્સામાં મૂકી દે. બાકીના તમામ પૈસાને ગણવા કરવાની માથાકૂટ કર્યા વિના માથે બાંધેલા લીલા રૂમાલમાં મૂકી પંખાબાબાની દરગાહ ઉપર નમાજ અદા કરવા ચાલી નીકળતા. નમાજ પતાવી પાછા ફરતાં રૂમાલમાં બાંધેલા પૈસા દરગાહ પાસે બેઠેલા લૂલા, લંગડા, અંધ ભિક્ષુકોમાં ખેરાત કરતા. ક્યારેક ભિક્ષુકોમાં ખેરાત કરતાં જો બે-પાંચ રૂપિયા રૂમાલમાં વધ્યા હોય તો બાબાની દરગાહની અડોઅડ આવેલી બેકરીમાંથી બે-પાંચ પાંઉરોટી લઈ રસ્તે રઝળતાં કૂતરાં, બિલાડાં અને ગાયને ખવરાવતાં-ખવરાવતાં દરગાહની પાસે આવેલ પોતાના માંચડે આવી જતા. પછી લોબાનનો ધૂપ કરી, ફાનસના અજવાળે કુરાન વાંચતા તો ક્યારેક રામાયણ વાંચવા લાગી જતા.

એક વાર તો મેં તેમને પૂછેલું પણ ખરું."બાબા, તમે તો ફકીર છો, તો પછી તમે હિન્દુઓનું રામાયણ કેમ વાંચો છો?"

"અરે બેટા, એ બંને ઇન્સાનિયતનાં પુસ્તકો છે અને બેટા 'ફકીર' કોને કહેવાય, ખબર છે? ધર્મના ભેદભાવથી પર જઈ શકે એને 'ફકીર' કહેવાય. હું તો મુસલમાન પણ નથી અને હિન્દુ પણ નથી અને છતાં બંને છું."

કૉલેજકાળ દરમિયાન મને અને મારા મિત્ર અશોકને પિક્ચર જોવાનો બહુ જ જબરો શોખ. મુંબઈ શહેરમાં દર શુક્રવારે એક-બે નવાં પિક્ચર લાગે. અમે કોઈ ધનવાન બાપના નબીરા તો નહોતા કે દરેકેદરેક પિક્ચર જોવા અમને ઘરેથી પૈસા મળે. કોઈક નવું પિક્ચર લાગ્યું હોય ત્યારે મિત્રવર્ગમાં વટ પાડવા અમે એ પિક્ચર મુંબઈના મેઇન થિયેટરમાં જઈને જોવાની ઇચ્છા રાખતા. ઘાટકોપરમાં જ અમે પિક્ચર જોઈએ તો દસથી પંદર રૂપિયામાં પતી જાય, પરંતુ મુંબઈના નામાંકિત થિયેટરમાં જોવા જઈએ તો ત્રીસથી ચાલીસ રૂપિયા સહેજે થઈ જાય. સાંજ સુધીમાં ગમે

ત્યાંથી અમે ત્રીસથી ચાલીસ રૂપિયા ભેગા કરવાની કોશિશ કરી જોઈએ. જ્યારે બધે નિરાશા સાંપડે ત્યારે અમને ગુલમોરવાળા બાબા યાદ આવે.

ગુરુવારની મોડી રાત્રે અમે ગમે તે બહાને બાબાના માંચડે જઈ ચઢીએ, બહુ દિવસ બાદ અમને જોતાં જ બાબા સમજી જાય કે અમે કેમ તેમના માંચડે આવ્યા છીએ? બાબા હસતાં-હસતાં ફાટેલી ગોદડીના એક ખૂણેથી અમે જેટલા રૂપિયાની આશા રાખીને ગયા હોઈએ એટલા જ રૂપિયા અમારા વગર માગ્યે કાઢી અમારા હાથમાં વહાલથી મૂકી ફરી પાછા અલ્લાનું રટણ કરતાં-કરતાં તસબીના મણકા ફેરવવા મંડી જતા.

આ ગુલમોરવાળા બાબાનો ધર્મ કે જાતિ કઈ હશે એ કહેવું બહુ જ કઠિન હતું. એક ઉનાળાના ખરા બપોરે હું ભાંડુપથી ઘાટકોપર બસમાં આવતો હતો. બસની બારીમાંથી મેં બાબાને માંચડે બેસીને કંઈક વાંચતા જોયા. હું મારા ઘર પાસેના સ્ટૉપ ઉપર ઊતરવાને બદલે એના પહેલાંના દરગાહના સ્ટૉપ ઉપર ઊતરીને બાબાને મળવા ગયો. બાબા તો વાંચવામાં મશગૂલ હતા. આજે તેમના હાથમાં મેં જે પુસ્તક જોયું એનાથી હું દંગ થઈ ગયો.

બાબા મગ્ન બનીને એક પુસ્તકમાં ખોવાઈ ગયા હતા. મેં તેમની સાવ નજદીક જઈને ધીમેથી પૂછ્યું, "બાબા, આવા ખરે બપોરે શું વાંચો છો?" તેમણે મારા સામું જોઈ હસતાં-હસતાં પુસ્તકનું કવર મને બતાવ્યું. કવર જોઈને હું સ્તબ્ધ થઈ ગયો. આ બાબા વિશે આજે મને કંઈક નવું જ જાણવા મળ્યું. તેમના હાથમાં જે પુસ્તક હતું તે બાઇબલ.... અને એ પણ પાછું અંગ્રેજીમાં!

આ બાબા અંગ્રેજી પણ જાણે છે? શું બાબા કોઈ ભણેલીગણેલી વ્યક્તિ હશે કે પછી દુનિયાને આંજવા અંગ્રેજી વાંચવાનો અમસ્તો ડોળ કરતા હશે? મને વિશ્વાસ બેસતો નહોતો. ચકાસણી કરવા ખાતર મેં તેમને પૂછ્યું, "બાબા, આ બાઇબલ શું કહે છે?"

મારી સામું ફિક્કું હસતાં, જે પાનું તે મનમાં વાંચી રહ્યા હતા એ પાનું મોટેથી વાંચવા લાગ્યા. તેમની અંગ્રેજી વાંચવાની છટાથી હું અંજાઈ ગયો. થોડું વાંચ્યા પછી મને કહે, "બેટા! અલ્લા, ઈશ્વરનાં તો અનેક સ્વરૂપ છે, આપણે તેના કયા સ્વરૂપની વાત કરીએ? જો આ ઈસુ પણ એક ઈશ્વરનું કરુણ, દયાળુ સ્વરૂપ છે."

આ ફકીર, ગુલમોરવાળા બાબા સાથે બે-પાંચ વર્ષ મારો જે કંઈ સંબંધ રહ્યો એ મારા મતલબ પૂરતો હતો. કૉલેજકાળ પૂર્ણ થતાં હું અમેરિકા સ્થાયી થઈ ગયો અને અશોક પુણે ચાલ્યો ગયો.

૧૯૯૫માં હું મારા સાળાના લગ્નપ્રસંગે અમેરિકાથી મુંબઈ ગયો હતો. એક ધોમધખતા બપોરે હું

મારા મિત્ર જગન્નાથ શેટ્ટીને મળવા તેના ઘરે દામોદર પાર્કમાં જઈ ચડ્યો. મારા દુર્ભાગ્યે એ સમયે ઘરે કોઈ ન હતું. દરવાજે એક મોટું તાળું લટકતું હતું. હું પાસેની પંખાબાબાની દરગાહ પાસે રખડવા નીકળી પડ્યો. થોડાં વર્ષો પહેલાંનું ઘાટકોપર સાવ નવો જ આકાર લઈ રહ્યું હતું. એક વેળા જ્યાં રસ્તાની બંને બાજુએ ખજૂરી અને ગુલમોરનાં સુંદર વૃક્ષો નજરે પડતાં હતાં ત્યાં આજે ચારે બાજુ દસ-પંદર માળનાં મકાનો જોઈ, મનમાં વિચારવા લાગ્યો કે શું હું મારા શહેરમાંથી નીકળીને કોઈ અજાણ્યા શહેરમાં તો નથી આવી ચઢ્યો ને? ધીમા ડગલે આસપાસ જોતો હું વિક્રોલી તરફ જવાનું વિચારતો હતો એવામાં કોઈકે મને પાછળથી સાદ પાડીને બોલાવ્યો, "બેટા, મને થોડા દિવસથી મનમાં રોજ અચૂક થતું હતું કે તું જરૂર આ તરફ ફરકીશ." શબ્દના બોલ કાને પડતાં મેં જરા પાછું વળીને જોયું. મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે આ ગુલમોર તળે હજી પેલા અલગારી ફકીરનો વાસ હશે.

ઘેઘૂર, લાલઘૂમ ફૂલોથી લચેલા ગુલમોર તળે, હાથમાં એક સફેદ કુરકુરિયા (ગલૂડિયા)ને લઈ ઉઘાડે ડિલે મારી તરફ અમી દૃષ્ટિએ જોતાં, એ જ વર્ષોના પરિચિત ફકીર બાબાને ઊભેલા જોયા. આખું મુંબઈ શહેર સમયના વહેણ સાથે બદલાઈ ગયું હતું, પરંતુ તે ફકીરની મુખમુદ્રામાં ક્યાંય કોઈ રતીભારનો પણ ફરક દેખાતો ન હતો. એ જ લાલ ગુલાબી ચહેરા પરની નેહનીતરતી આંખો અને એ જ શ્વેત સુંવાળી દાઢી તેમ જ હવામાં પંખીનાં પીછાંની જેમ મંદ-મંદ ઊડતાં સફેદ લાબાં જુલ્ફાં.

બાબાએ મને પોતાની પાસે બોલાવી ફૂટપાથ પર પડેલા એક ખાટલાને જરા નજદીક ખેંચ્યો. ખભે ઝૂલતા એક લૂગડાના કટકાને ખાટલે પાથરી મને ત્યાં બેસવાનું કહ્યું. પોતે પણ નિરાંતે મારી પડખે બેઠા. તેમણે મારા તેમ જ પરિવારના ખુશી ખબર પૂછતાં થોડેક દૂર બીજા ગુલમોર તળે બૂટપૉલિશ કરતા એક છોકરાને પાસે બોલાવી કશ્કોલમાંથી વીસની એક નોટ તેના હાથમાં આપી અને મારા માટે ચા લેવા મોકલ્યો.

બરાબર બે અઠવાડિયાં બાદ હું અને મારો ભાણેજ પંકજ શિરડીના સાંઈબાબાનાં દર્શન કરવા ગયા હતા. સાંઈબાબાનાં દર્શન કરી મુંબઈ પાછા ફરતાં અમારી બસ નાસિક ડેપો પર વીસ-પચ્ચીસ મિનિટના હોલ્ટ માટે ઊભી રહી. બસ ડેપોના એક ચાના સ્ટૉલ પર બહાર બાંકડે ચા-ગાંઠિયા ખાતાં અમે બેઠા હતા. એવામાં મારા કાને શબ્દ પડ્યા.

"બેટા, સાંજ ઢળી રહી છે, બને તો એક ફકીરને દાળ-રોટી ખવડાવ. ઈશ્વર

- અલ્લા તને બેહદ સુખી રાખશે." મેં ચા પીતાં સહેજ પાછળ જોયું કે દાળ-રોટી માટે કોણ માગ કરી રહ્યું છે?

દાળ-રોટીની માગ કરતા ગુલમોરવાળા ફકીરને મારી નજદીક છેક નાસિકના બસ ડેપો પર જોઈને હું આભો જ બની ગયો.

બાબાએ આજે સામે ચાલીને દાળ-રોટીની માગ કરી છે તો ફકીરનું જિંદગીભરનું લેણું ચૂકવી દઉં. મેં ખિસ્સામાંથી સો સોની છ-સાત નોટો કાઢી બાબાના ખાલી કશ્કોલમાં મૂકતાં પૂછ્યું, "બાબા, તમે અહીં? તમે મને ઓળખ્યો નહીં?"

"ઓળખ્યો બેટા. તું ઘાટકોપરવાળો...."

"બેટા, ઓળખાણને દોસ્તી, સંબંધમાં ફેરવાય નહીં. દોસ્તીમાંથી પછી માયા જન્મે. માયા અને ફકીરીને બને નહીં." કશ્કોલમાં સો-સોની નોટોને ઊડતી જોઈને બાબા મારી સામું જોઈ ખડખડાટ હસી પડ્યા.

"બેટા, તું એક ફકીરને સાંજની દાળ-રોટી માટે પૈસા આપે છે કે કોઈ શહેનશાહને તેનાં લેણાંનો કર ચૂકવી રહ્યો છે, બેટા? મનમાં કોઈ સંકોચ ન રાખ. આ દુનિયાનો માલિક તો એક ઉપરવાળો જ છે. આપણે તો તેના મોકલેલ ચાકર છીએ. અહીં કોઈ એમ સમજે કે હું કોઈ પર ઉપકાર કરું છું તો એ તેની ભૂલ છે. જ્યાં સુધી તેની આપેલી આ જિંદગી છે ત્યાં લગી મનુષ્યને, પ્રાણીને અને સૃષ્ટિના જીવમાત્રને થોડો પણ પ્રેમ આપી શકીએ તો ઘણું છે. બેટા, પ્રેમમાં ક્યાં કોઈ કોઈનું ઋણી હોય છે? બેટા, જલદી કર. મને મોડું થાય છે. આ તારી નોટો લઈ લે અને આજની દાળ-રોટીના પૈસા મૂક."

"બાબા, તમે આટલા રૂપિયા ન રાખો તો કંઈ નહીં... બસો-ત્રણસો રૂપિયા તો જરૂર રાખી લ્યો, જેથી કરીને કાલે સવારે તમારે ફરી દાળ-રોટીની ચિંતા નહીં."

"બેટા, હું ફકીર છું. જગતમાં અલ્લા સિવાય કોઈનો હું લેણદાર નથી. તેને મારી ચિંતા ડગલે ને પગલે છે. આજ સાંજની દાળ-રોટી માટે જેણે તને મોકલી આપ્યો તો તે આવતીકાલે સવારે બીજા કોઈને પણ અચૂક મોકલી આપશે. બસ, તું ફક્ત મને દસ રૂપિયા આપી દે એટલે તારું ભલું થાય. જલદી કર મારી બસ ઊપડી જશે."

હવે મારો છૂટકો નહોતો. તેમની સાથે વધારે માથાઝીંક કે દલીલ કરવી મને યોગ્ય ન જણાતાં મેં તેમના કશ્કોલમાં દસ રૂપિયાની એક નોટ મૂકી અને સો-સોની નોટો પાછી લઈ લીધી. દસની નોટ લઈને તરત અલ્લા પાસે દુવા માગતાં, આંખના પલકારામાં બસ ડેપોની ભીડમાં એ ક્યાંય અદશ્ય થઈ ગયા.






# ભરત દવે લિખિત ગ્રંથ : 'ભારતીય રંગભૂમિ, ખંડ ૧-૨'

☐ સંજય સ્વાતિ ભાવે

**વિ**દ્યાકીય પ્રતિબદ્ધતા અને વ્યક્તિગત આત્મીયતામાંથી સર્જાયેલો ગ્રંથ હંમેશાં વાંચતાં-લખતાં રહેલા રંગકર્મી ભરત દવેના 'ભારતીય રંગભૂમિ,ખંડ ૧-૨' નામના બે દળદાર ગ્રંથો તેમની પ્રથમ પુણ્યતીથિ નિમિત્તે ૧૪ મે તારીખે પ્રકાશિત થયા. 'બૃહદ નાટ્યકોશ' તરીકે ગુજરાત વિશ્વકોશે ટ્રસ્ટે પ્રસિદ્ધ કરેલા આ ગ્રંથોનું પેટાશીર્ષક 'લોકનાટ્ય, લોકનૃત્ય અને લોકકલાઓ' છે. લેખકે આ સંપુટને 'ભારતીય રંગભૂમિની પાયાની વિગતો પૂરી પાડતો ગ્રંથ' ગણાવ્યો છે. મોટા કદનાં આ પુસ્તકોનાં કુલ ૬૧૬ પાનાંમાંથી ચોથા ભાગનાં પાનાં ઝળહળતાં ફોટોગ્રાફ્સનાં છે.

ગ્રંથના પહેલા ખંડનો આરંભ સંસ્કૃત પ્રશિષ્ટ રંગભૂમિ વિશેના સમાવેશક વિવરણથી થાય છે. ત્યાર બાદ જુદાં જુદાં રાજ્યોનાં પારંપારિક નાટ્ય, નૃત્ય અને કલાઓની ચર્ચા મળે છે. તેમાં બંગાળ, ઓડિશા, બિહાર, ઉત્તરાખંડ, પંજાબ, રાજસ્થાન અને ગુજરાત સહિત ૧૩ રાજ્યોનો સમાવેશ થાય છે. બીજા ખંડમાં તમિળ, તેલુગુ, કન્નડ, મલયાલમ જેવી દક્ષિણની ભાષાઓની લોકકલાઓનો વિસ્તૃત પરિચય મળે છે. અંતમાં ઉત્તર પૂર્વના આસામ, મણિપુર જેવાં રાજ્યો ઉપરાંત કાશ્મીર અને

લેહની પરંપરાગત કલાઓ વિશે વાંચવા મળે છે. આ ખંડમાં ભારતીય શાસ્ત્રીય નૃત્યો, નૃત્યનાટિકાઓના મહાન સર્જકો અને કઠપૂતળીકળા વિશેનાં પ્રકરણો પણ સમાવવામાં આવ્યાં છે.

ભરત દવે (૧૬ ઑગસ્ટ ૧૯૪૮-૧૫ મે ૨૦૨૧) ઉત્કૃષ્ટતાના આગ્રહી દિગ્દર્શક હતા એ વાત તેમનાં નાટકો જોઈ શકેલી પેઢી બરાબર જાણે છે. સાથે તેઓ વિશ્વરંગભૂમિના આપણા સમયના ગુજરાતના અસાધારણ પ્રબુદ્ધ અભ્યાસી અને ચિંતક હતા. આ વાત રંગભૂમિના કલાકીય અને અન્ય અનેક પાસાંને લગતાં તેમનાં દસેક પુસ્તકોમાંથી કંઈક વિગતે પસાર થયા પછી આ લખનારને સમજાઈ છે. આ 'અભિજાત કલાકાર'નું આત્મકથનાત્મક પુસ્તક 'મારી રંગયાત્રા' સાદ્યંત મનોહર છે. તેમનાં સોળ જેટલાં પુસ્તકોનાં અક્ષરદેહ વિશે તેમના અવસાન પછીના મહિનાઓમાં કુમારપાળ દેસાઈએ 'બુદ્ધિપ્રકાશ' અને મહેશ ચંપકલાલે 'વિશ્વવિહાર'માં વિગતે લખ્યું છે. તેમણે લખેલાં 'નાટક નામે ચળવળ' તેમ જ 'અભિવ્યક્તિસ્વાતંત્ર્ય' આપણે ત્યાં મળતાં મળે એવાં પુસ્તકો છે. 'રાષ્ટ્રવાદ' નામના તેમના પુસ્તકની કાચી પ્રત આ લખનારને તેમના એક નિકટવર્તીના સૌજન્યથી જોવા મળી હતી. આ પુસ્તકત્રયીમાં સાંપ્રતની સાથે અ ભ્યાસપૂર્ણ રાજકીય-સામાજિક નિસબત ધરાવતાં રંગકર્મી ભરત દવે મળે છે.

'ભારતીય રંગભૂમિ' ગ્રંથો ભરતભાઈની રંગભૂમિ તરફની વિદ્યાકીય પ્રતિબદ્ધતા અને ધીરુભાઈ ઠાકર પ્રત્યેની વ્યક્તિગત આત્મીયતાને કારણે લખાયા છે તેની હૃદયસ્પર્શી જાણ પ્રસ્તાવનામાં થાય છે. વિશ્વકોશના શિલ્પી ધીરુભાઈ ઠાકરની આકાંક્ષા અને તેમના માર્ગદર્શન હેઠળ સમગ્ર વિશ્વની રંગભૂમિને આવરી લેતા એક બૃહદ નાટ્યકોશનો પ્રકલ્પ વિશ્વકોશના ઉપક્રમે શરૂ કરવામાં આવ્યો હતો. આ માહિતી આપીને ભરતભાઈ લખે છે: 'નાટ્યકોશની સમિતિના એક સભ્ય તરીકે, અને એથીય વધારે ધીરુભાઈ પ્રત્યેના વિશેષ લગાવ અને આદરને કારણે એ કામ અધૂરું રહી ગયાનો આ લખનારના મનમાં એક ઊંડો ખટકો રહી ગયેલો કે આવું મૂલ્યવાન કામ કોઈપણ સંજોગોમાં પડતું ન જ મુકાવું જોઈએ. એમાંથી સમાધાનરૂપે આ ગ્રંથ તૈયાર કરવાનો પ્રેરણાત્મક ધક્કો મળ્યો. વ્યક્તિગત પ્રયાસોથી થઈ શકે એટલું કરી છૂટવાનો સંકલ્પ કર્યો, અને દુનિયા આખીને સાંકળતા નાટ્યકોશ પર કામ કરવાને બદલે સૌ પ્રથમ માત્ર આપણી ભારતીય રંગભૂમિની વિગતોને આલેખતા આ ગ્રંથની શરૂઆત કરી.'

લેખકે પ્રસ્તાવનામાં આ ગ્રંથની કેટલીક મર્યાદાઓ નિખાલસપણે બતાવીને 'દરગુજર' પણ વ્યક્ત કરી

છે. તેમણે એમ પણ નોંધ્યું છે કે ‘આ ગ્રંથ અખિલ ભારતીય રંગભૂમિ વિશેની શક્ય એટલી વિગતો ચોક્કસપણે પૂરી પાડે છે. પણ તેનું સ્વરૂપ અને બાંધણી ચૂસ્તપણે કોશ અને નાટ્યકોશનાં જે હોવાં જોઈએ તે નથી. કોશથી અલગ, છતાંય કોશની ઘણી બધી વિગતો પૂરી પાડતો આ એક અલગ એવો સ્વતંત્ર ગ્રંથ છે.’ ભરતભાઈનાં બધાં પુસ્તકોની જેમ આ આકર શબ્દકર્મ પણ તેમનાં વ્યાસંગ, વિદ્વત્તા અને પરિશ્રમનું ફળ છે. જોકે કદરભાવથી પ્રેરાયેલા આવકારથી આગળ વધીને આ ગ્રંથયુગ્મની સમીક્ષા થાય ત્યારે ‘બૃહદ નાટ્યકોશ’ એવી સંજ્ઞા ચર્ચાસ્પદ બને.

આ ગ્રંથોનું સંદર્ભમૂલ્ય ઘણું છે. ભારતના લોકજીવનની પરંપરાગત મંચનકલાઓનો વિસ્તૃત સ્વરૂપે એક સાથે પરિચય કરાવતું ભાગ્યે જ કોઈ પુસ્તક ગુજરાતીમાં હશે. નાટ્યવિદ્યા સંશોધક મહેશ ચંપકલાલ આવકારમાં નોંધે છે : ‘ આ ખંડો અને હવે પછી આવનાર ખંડો ખરેખર તો સાદી સરળ ભાષામાં લખાયેલાં માહિતીસભર અને સચિત્ર અધિકરણો જ છે.’

કુમારપાળ દેસાઈ તેમના નિવેદનમાં ‘ગુજરાતી નાટ્યસાહિત્યની જ નહીં પણ ગુજરાતના કલાજગતની મહત્ત્વની સાંસ્કૃતિક ઉપલબ્ધી’ તરીકે ‘ભારતીય રંગભૂમિ’ ગ્રંથનું ગૌરવ કર્યું છે.

**(લેખકની ફેસબુક પોસ્ટમાંથી સાભાર)**

# અક્ષરની ઓળખાણ



❑ અવની સોલંકી
❑ ઋષભ પરમાર




**યુગાંતર - માધવ રામાનુજ** (ત્રણ પેઢીની જાનપદી નવલકથા) - પ્રથમ આવૃત્તિ : ૨૦૨૧, પૃષ્ઠ : ૪૩૨, કિં. રૂ. ૪૫૦/- પ્રકાશક : ગૂર્જર પ્રકાશન, ૨૦૨, તિલકરાજ, પંચવટી પહેલી લેન, આંબાવાડી, અમદાવાદ - ૩૮૦ ૦૦૬. ફોન: ૨૨૧૪૪૬૬૩

ખ્યાતનામ સાહિત્યકાર ઉપરાંત કુશળ ચિત્રકાર હોવાથી માધવ રામાનુજની કૃતિઓની ગુણવત્તા મુખપૃષ્ઠથી લઈને અંત સુધી તલસ્પર્શી બની છે. કાવ્યોની અનોખી લઢણે એમને અનેક પુરસ્કારો અપાવ્યાં છે. લેખક નોંધે છે, 'આ કથાએ મને કવિતાના સર્જનની અનુભૂતિનો સ્પર્શ કરાવ્યો છે.' ભીતરના પાતાળમાં રહેલ અઢળકનો અણસાર અહીં એમણે ઝીલ્યો છે.

બાળપણમાં વડીલો પાસે સાંભળેલ પૂર્વજોની વાતો અહીં પાત્રોના આલેખનમાં ઊતરી છે. કવિતાની પંક્તિની જેમ જ એક દૃશ્યના ઝબકારા સાથે આરંભાયેલ આ કથા-પાત્રો, ઘટનાઓ અને ત્રણ પેઢીને આવરી લેતા કથાપ્રસંગો દ્વારા આકાર લેતાં લેતાં 'યુગાંતર' બનીને આપણી સમક્ષ રજૂ થઈ છે. ભાલ પ્રદેશમાં આવેલું પચ્છમ ગામ, રામજી મંદિર, પુજારી લક્ષ્મીરામ અને બ્રાહ્મણ જમીનદાર પ્રભાશંકરની ત્રણ પેઢીનાં માણસોનું જીવન 'યુગાંતર'ના આશરે ૪૦૦ પાનાંના પટ પર વિસ્તરેલ છે. તેને શબ્દોની મર્યાદામાં રહીને વર્ણવું કપરું છે. શ્રી રઘુવીર ચૌધરીએ પ્રસ્તાવનામાં કહ્યું છે કે, “અહીં માધવ રામાનુજનું કવિત્વ પ્રાણાયામ કરતું લાગે છે.” નવલકથાને સાદ્યંત પામવા એના ઊંડાણમાં ઊતરવું જ રહ્યું!



**લખચોરાશી લાગણી - હરદ્વાર ગોસ્વામી (૮૪ ગઝલનો ફેરો)** - પ્રથમ આવૃત્તિ : ૨૦૨૨, પૃષ્ઠ : ૯૬, કિં.રૂ. ૧૨૦/- પ્રકાશક : નવભારત સાહિત્ય મંદિર, જૈન દેરાસર પાસે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧. ફોન: (૦૭૯) ૨૨૧૩૯૨૫૩, ૨૨૧૩૨૯૨૧.

ગુજરાત સમાચારમાં 'તર-બતર' કૉલમથી પ્રતિષ્ઠિત શ્રી હરદ્વાર ગોસ્વામીનો




વાચકવર્ગ બહોળો છે. અનેક દેશોની સાહિત્યિક યાત્રા કરીને મુશાયરાનાં મંચ ગજાવવા એ તો જાણે એમને માટે સહજ. તેઓ સિરિયલ, ફિલ્મ, કૉમેડી નાટક વગેરેના લેખન દ્વારા પણ ગુજરાતીઓને સાંકળી રાખે છે. યુવા ગૌરવ પુરસ્કારથી લઈને બેસ્ટ કૉલમ સુધીનાં અનેક સન્માન પ્રાપ્ત કરનાર શ્રી હરદ્વાર ગોસ્વામીના ઘણા શેર લોક હૈયે વસેલા છે.

*'અન્ય કોઈ હવે ના રહી ચાહના.*
*શબ્દમાં જીવવું એ જ છે ભાવના.*
*દર્દને દાદ દઈને પછી વાંચજે,*
*આ ગઝલ એ જ છે મારી પ્રસ્તાવના.'*

એમની પાસેથી પ્રસ્તાવનાથી માંડીને 'હું', 'ઈશ્વર', 'વેદના', 'પાનખરની પરીક્ષા', 'છે ક્ષણો હરદ્વારની' વગેરે જેવી ચોર્યાસી ગઝલોનો સંચય 'લખચોરાશી લાગણી' પ્રાપ્ત થાય છે.

ગઝલ સંગ્રહની શરૂઆત અને અંત માતૃભાષા પરત્વેનો એમનો લગાવ અને સાહિત્યિક માવજત વ્યક્ત કરે છે. 'ગુજરાતી છું', 'ગુજરાત છે', 'ગુજરાતી ભણ', 'ગાતી ભાષા' જેવી ગઝલો તેનું દષ્ટાંત છે. આ સાથે અવનવા વિષયોને પણ અહીં આવરી લીધા છે.

*એક-એક અક્ષરમાં આવે મ્હેક મજાની,*
*ચોક્કસ એ તો હોવાની ગુજરાતી ભાષા.*

એમના મત પ્રમાણે ગઝલ એટલે બમણું નહીં, પણ બાદબાકી, ભેગું નહીં, પણ ભાગાકાર... બુદ્ધિને બારસાખે મૂકી સહજતાને સૂંઘે છે ત્યારે સાચી ગઝલ લાધે છે. ઘડીના છઠ્ઠા ભાગના છઠ્ઠા ભાગમાં છઠ્ઠી ઇન્દ્રિય ખૂલી જાય ત્યારે ગઝલસર્જન થાય છે. આ પડકાર એમણે પોતાની ગઝલોમાં બખૂબી ઝીલ્યો છે.

*વધારે શું આથી પુરસ્કાર છે,*
*હયાતી અમારી ગઝલકાર છે.*



**સમીક્ષા – અનિરુદ્ધસિંહ ભીખુભા ગોહિલ (વિવેચનસંગ્રહ)** - પ્રથમ આવૃત્તિ: ૨૦૨૨, પૃષ્ઠ : ૧૬૦, કિં. રૂ. ૩૦/- પ્રકાશક : અનિરુદ્ધસિંહ ભીખુભા ગોહિલ, 'ઉપનિષદ', પ્લોટ નં. ૪૩/બી, ગૌરીશંકર સોસાયટી, જવેલ્સ સર્કલ, ભાવનગર–૩૬૪૦૦૩. ફોન: પ્રાપ્તિસંપર્ક : વિજયરાજસિંહ જાડેજા મો.: ૯૯૧૩૮૦૦૭૫૨.




'સૂરજનો સાતમો ઘોડો', 'આંધળો યુગ' - અનુવાદ તેમ જ 'કાવ્ય પ્રતિ' અને 'રાજેન્દ્ર શુક્લનું ગઝલકર્મ' જેવાં વિવેચનસંગ્રહ પછીનું પુસ્તક એટલે 'સમીક્ષા'. અહીં કોઈ ને કોઈ નિમિત્તને લીધે લખાયેલા કુલ ૧૧ (પદ્ય વિષયક) વિવેચનાત્મક લેખોનો પ્રસ્તાવના, સમીક્ષા, અવલોકન, તુલના, અભ્યાસ, સરવૈયું વગેરે વિભાગોમાં સમાવેશ થયો છે. જેમાં લલિત ત્રિવેદીનો ગઝલસંગ્રહ 'બીજી બાજુ હજી મેં જોઈ નથી' અને કાવ્યસંગ્રહ 'અંદર-બહાર એકાકાર', પારુલ ખખ્ખરનો પ્રથમ(સ્વતંત્ર) ગઝલસંગ્રહ 'કલમને ડાળખી ફૂટી', યોસેફ મેકવાનની કવિતા યાત્રાના ભાગ રૂપે 'અવાજના એક્સ રે', હાર્દિક વ્યાસનો પ્રથમ કાવ્યસંગ્રહ 'પિંડથી બ્રહ્માંડ', કિશોરસિંહ સોલંકીની 'એકસઠ સૉનેટ'ની યાત્રા, કિરીટ ગોસ્વામીનો બીજો ગઝલસંગ્રહ 'યાદનું એક લીલું પાન' મધ્યકાળની સુવિખ્યાત કૃતિ 'ઓખાહરણ'નું તુલનાત્મક વિશ્લેષણ, મનોજ ખંડેરિયાનો શબ્દવિશેષ, 'અદમ ટંકારવીની ગઝલોની ચોપડી' અને ૨૦૦૮-૦૯ની કવિતાઓનું સમગ્ર મૂલ્યાંકન દ્વારા સર્જકતત્ત્વ તેજસ્વરૂપે પુસ્તકમાં બિરાજમાન થયું છે.

એમના ગઝલપ્રેમ અને નિષ્ઠા દ્વારા ભાષાના મિશ્રરૂપનો નિયોગ, શબ્દરટણની આધ્યાત્મિક ચેતના, ભાવના ભગવા ભેખ અને સર્જકીય સંડોવણીથી ઊભા થતા અભાવોની ચિત્તાકર્ષક  રજૂઆત કરી છે.






**ક્યાં છે મારી નદી? - રતિલાલ બોરીસાગર** - પ્રથમ આવૃત્તિ : ૨૦૨૧, પૃષ્ઠ : ૧૩૬, કિં.રૂ. ૧૭૦/- પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, રતનપોળનાકા સામે, ગાંધીમાર્ગ, અમદાવાદ - ૩૮૦ ૦૦૧. ફોન: ૦૭૯-૨૨૧૪૪૬૬૩, ૦૯૨૨૭૦૫૫૭૭, Email : goorjar@yahoo.com

રતિલાલ બોરીસાગર આપણા ઉત્તમ હાસ્યકાર છે. એમના હાસ્યમાં અહંના કોઈ કાંટા નથી. આવી ઉમદા વ્યક્તિ જ્યારે અંગત નિબંધો આપે ત્યારે એમના જીવનની ઝાંખી મેળવવાનો અમૂલ્ય અવસર બની રહે છે. પ્રસ્તુત પુસ્તક બે ભાગમાં વહેંચાયેલું છે. પ્રથમ ભાગમાં લેખક

સાવરકુંડલાનો જન્મ, શૈશવ, કિશોરાવસ્થા અને હાઈસ્કૂલ સુધીના હૃદયંગમ સ્મરણો આલેખે છે. સ્મરણો એટલાં જીવંત છે કે લેખક પોતે જ સ્વીકારે છે, "મારા હૃદયમાં અકબંધ પડેલી છબીઓ અક્ષરરૂપ ધારણ કરીને સજીવ થઈ ઊઠી છે! એ લેખો લખતી વખતે એ સમય જાણે હું ફરી જીવ્યો છું." પુસ્તકના બીજા વિભાગ 'ઉચ્ચશિક્ષણની અધૂરી યાત્રા..'માં એમના કૉલેજ તેમ જ છાત્રાલયનાં સંસ્મરણો ઝિલાયાં છે. અહીં ભાવાત્મક કરતાં સંસ્મરણાત્મક શુદ્ધ આત્મકથાનક અભિવ્યક્તિ વધુ સાંપડે છે. ધર્મેન્દ્રસિંહજી આર્ટ્સ કૉલેજ, રાજકોટના પરિસરથી લઈ એના વર્ગ અને અધ્યાપકો તેમ જ અભ્યાસ માટેના સંઘર્ષની કથા હૃદયને સભર કરે એવી છે. પરિવર્તનશીલ જગતમાં સ્મૃતિમાં સચવાયેલાં આવાં અક્ષય સંવેદનો વ્યક્તિને કાળની થપાટો સામે સક્ષમ ઊભી રાખે છે. પુસ્તક ભૌતિક, સામાજિક અને વ્યક્તિગત ઇતિહાસને સુપેરે કંડારી આપે છે.

## સાભાર સ્વીકાર

* અરુણોદય પ્રકાશન (૨૦૨, હર્ષ કોમ્પ્લેક્સ, ખત્રીપોળ, પાડાપોળ સામે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧. ફોન: ૨૨૧૧૪૧૦૮)નાં પ્રકાશનો : * ભીતરે ટહુક્યા મોર...: નીલમ દોશી, પૃ. ૧૬૦, કિં. રૂ. ૧૫૦, પહેલી આવૃત્તિ - ૨૦૧૬. * ચપટી ઉજાસ : નીલમ દોશી, પૃ. ૨૦૦, કિં. રૂ. ૧૯૦, પહેલી આવૃત્તિ - ૨૦૧૬. * અમરવાણી : સં. બંસીધર શુક્લ, પૃ. ૨૫૬, કિં. રૂ. ૨૩૦, પહેલી આવૃત્તિ - ૨૦૧૫. * શબ્દે શબ્દે ઝણકાર, શબ્દે શબ્દે રણકાર, શબ્દે શબ્દે સંસ્કાર, શબ્દે શબ્દે ઝબકાર, શબ્દે શબ્દે શણગાર : હેતા ભૂષણ, પૃ. ૬૦ (દરેકના), કિં. રૂ. ૬૦ (દરેકની), પહેલી આવૃત્તિ - ૨૦૧૫. * અમૃતા પ્રીતમની પિંજર: અનુવાદઃ શરીફા વીજળીવાળા, પૃ. ૧૨૮, કિં. રૂ. ૧૩૫, પહેલી આવૃત્તિ - ૨૦૨૧. * ચક્ર: જયવંત દળવી, અનુવાદઃ અરુણા જાડેજા, પૃ. ૧૬૮, કિં. રૂ. ૧૭૫, પહેલી આવૃત્તિ - ૨૦૨૧.

* સમ્વાદ પ્રકાશન (૬, સ્વાગત સીટી, પેટ્રોલ પંપ સામે, મુ. પો. અડાલજ ૩૮૨ ૪૨૧): * ડંકનાદ : ડંકેશ ઓઝા, પૃ. ૨૦૮, કિં. રૂ. ૩૦૦, પહેલી આવૃત્તિ - ૨૦૨૧. * પત્રવર્ષા: ડંકેશ ઓઝા, પૃ. ૧૨૪, કિં. રૂ. ૨૦૦, પહેલી આવૃત્તિ - ૨૦૨૧.

* સિસ્ટર નિવેદિતા પબ્લિકેશન (૩, બાલમુકુંદ પ્લોટ્સ, રાજકોટ-૩૬૦ ૦૦૭, ફોન. ૦૨૮૧-૨૫૭૫૦૬૧, ૨૫૮૧૨૫૭) : * શતાબ્દી વંદના : સંકલનઃ પીયૂષ પંડ્યા જ્યોતિ, સંપાદનઃ પરેશ પંડ્યા, હિમાંશુ પંડ્યા, પૃ. ૩૭૨, કિં. રૂ. ૪૨૫, પહેલી આવૃત્તિ - ૨૦૨૧.

# તમારી દૃષ્ટિએ

મે ૨૦૨૨ના અંકમાં જીવનમાં દુઃખ શા માટે છે? શ્રી ભાણદેવનો લેખ 'દુઃખ' માટે પૉઝિટિવ વિચારવાનું સમજાવી ગયો. સુખી હોવા છતાં 'દુઃખ'નું 'રોદણું' રોતા દરેકે 'શાંત ચિત્તે' આ લેખ વાંચવો જ રહ્યો. દુઃખ, વિપત્તિ, વિટંબણા, પીડા જો યોગ્ય રીતે લેતાં આવડે તો આ સર્વ જીવનવિકાસનાં સોપાન છે.

**મીઠાપુર - મુકેશ ટી. ચંદારાણા**

* * *

**રસવર્જમ્ રસોઽપ્યસ્ય**

ગાંધીજીના કારણે તેમ જ શિક્ષણ સંસ્થાઓની પ્રાર્થનામાં નિયમિત બોલાતા ગીતાના બીજા અધ્યાયના અંતિમ શ્લોકો 'સ્થિતપ્રજ્ઞતાનાં લક્ષણો' તરીકે અત્યંત જાણીતા છે. આ શ્લોકોમાંના (૨-૫૯) અંકનો ઉલ્લેખ 'નવનીત સમર્પણ'ના માર્ચ અને મે મહિનાના અંકોમાં થતો રહ્યો છે. મે ૨૦૨૨ અંકમાં પ્રા. વઘાશિયા શબ્દ સ્થાન ફેરના ઉદાહરણ તરીકે 'રસોઽપ્યસ્ય રસોવર્જં' નહિ પણ 'રસોવર્જં રસોઽપ્યસ્ય' છે. (પૃ. ૧૩૧) એમ યોગ્ય રીતે ક્રમ ગોઠવી આપે છે, પણ મહત્ત્વની ભૂલ 'રસોવર્જં' શબ્દ છે! મૂળમાં સર્વત્ર 'રસવર્જં' છે, 'રસોવર્જં' નહિ.

ખેર, 'વિષયો' છૂટી જાય, પણ એમાં રહી ગયેલા 'રસ'નું 'વર્જમ્' (નિવૃત્તિ) થતું નથી. અહીં બહુ સૂક્ષ્મ વિચારણા છે. કિશોરલાલભાઈ મશરૂવાળાનું ગુજરાતી જુઓ.

*નિરાહારી શરીરીના*  
*ટળે છે વિષયો છતાં,*  
*રસ રહી જતો તેમાં*  
*જે ટળે પેખતાં પરમ*

*ઉપવાસ કરો કે રોજા - એમાં*  
*'ક્રિયા' છૂટે પણ 'સ્મૃતિ' છૂટતી*  
*નથી! આ સ્મૃતિ છોડવા માટે*  
*તો પરમ સાથે જોડાવ તો જ થાય!*

**પોરબંદર - નરોત્તમ પલાણ**

* * *

લોકશાહીમાં વર્તમાનપત્ર, રેડિયો, ટીવી અને પ્રસારણ માધ્યમની બહુવિધ સુવિધાઓને 'ચોથી જાગીર' તરીકે ઓળખવામાં આવે છે. આ સંદર્ભમાં મે ૨૦૨૨ના 'નવનીત સમર્પણ'ના અંકમાં 'ગુજરાતી પત્રકારની ગઈકાલ, આજ અને આવતીકાલ' આરાધના ભટ્ટ સાથેનો શ્રી રાજ ગોસ્વામીનો સંવાદ ઘણો ધ્યાનાકર્ષક અને મનનીય છે. ગઈકાલના પત્રકારત્વમાં તંત્રીનું વર્ચસ હતું તેની વાત કરતાં શ્રી રાજભાઈએ ગઈકાલના નિર્ભીક અને તટસ્થ વિશ્લેષણ કરતાં તંત્રીઓનાં નામ પણ કહ્યાં. વર્તમાન પત્રકારત્વ વિશે તેઓનું માનવું છે તે મહદંશે સાચું પણ છે. તંત્રીઓની સ્થિતિ પહેલાં જેવી રહી નથી પોતાના સ્વતંત્ર વિચારો વ્યક્ત

કરતાં પહેલાં માલિકો અને સરકારી અભિગમ ધ્યાને લેવા પડે છે, જે આદર્શ સ્થિતિ નથી જ. સરકારી યોજનાઓ અને તેના અમલીકરણ વગેરેને યોગ્ય રીતે મૂલવી તેનો પ્રચાર-પ્રસાર કરવો તે માધ્યમોની ફરજ છે, પણ તેમ કરતાં એવા સમાચારો જ હાવી થઈ જાય એમ પણ ન બનવું જોઈએ. કૉલમ-લેખકો વર્તમાન પ્રશ્નોની વાતો લખે તેમાં કોઈ એક વર્ગને અન્યાય થાય તેવા લેખોને પ્રોત્સાહન મળે તેવું ન બનવું જોઈએ. વર્તમાનપત્ર સ્વતંત્ર નથી, પણ આ કે તે પક્ષનું છે તેવી છાપ ઊભી ન થાય તે આદર્શ સ્થિતિ ગણાય. લોકશાહીમાં સાચા અર્થમાં વર્તમાનપત્રો પ્રજાના પાયાના પ્રશ્નો ધ્યાને લઈ તેને વાચા આપે અને તેનો હલ આવે તે ધ્યેય રાખે તે આદર્શ ગણાય.

રાજભાઈ ગોસ્વામીના વિચારો આ સંદર્ભે સરાહનીય છે. આ સિવાય 'લોહિતના કિનારે' શ્રી હસમુખભાઈ જોશીનું પ્રવાસ-વર્ણન પણ ગમ્યું. લેખમાં સ્થળોનો ઉલ્લેખ છે તેની રમણીયતા અદ્ભુત છે.

**-ઉપેન્દ્ર ધોળકિયા**

* * *

## સ્મિતા પારેખ સાહિત્ય સ્પર્ધા

અખિલ હિન્દ મહિલા પરિષદ બૃહદ સુરત શાખા ટ્રસ્ટના વાચકમંચના ઉપક્રમે સ્મિતા પારેખ સાહિત્ય લેખન સ્પર્ધા ૨૦૨૨માં વાર્તા, કવિતા અને બાળવાર્તા મોકલવાનું આમંત્રણ છે. શ્રેષ્ઠ કૃતિને રૂ. ૫૦૦૦/-નું રોકડ પારિતોષિક આપવામાં આવશે.

**વાર્તા, કવિતા, બાળવાર્તા**

કૃતિને શીર્ષક આપવું જરૂરી છે. કૃતિ પર લેખકે પોતાનું નામ લખવું નહિ. નામ લખનારની કૃતિ અમાન્ય ગણાશે. નામ, સરનામું, ટેલિફોન નંબર વગેરે અલાયદા કાગળ પર લખવું. સ્પર્ધકે પોતાની કૃતિની બે નકલ મોકલવી ફરજિયાત છે. ટાઇપ કરીને અથવા ફૂલ્સકૅપ પેપર પર સુવાચ્ય અક્ષરે લખીને મોકલવી. સ્વરચિત તેમજ અપ્રગટ કૃતિ જ માન્ય ગણાશે. કૃતિ મોકલવાની છેલ્લી તારીખ ૩૧ ઑગસ્ટ ૨૦૨૨ છે. જેઓ એક વખત આ સ્પર્ધામાં વિજેતા થઈ ચૂક્યા છે તેઓ પાંચ વર્ષ સુધી જે તે સ્પર્ધામાં ભાગ લઈ શકશે નહિ. કૃતિ અખિલ હિન્દ મહિલા પરિષદ બૃહદ સુરત શાખા, શાલિભદ્ર કૉમ્પ્લેક્સ, કાદરશાની નાળ, ટીમલિયાવાડ, નાનપુરા, સુરત-૩૯૫૦૦૧. (ફોન નં. ૨૪૭૦૪૧૩/૨૪૬૨૯૩૦)ના સરનામે મોકલવાની રહેશે.



# ભવન્સ - વૃત્ત

## અમદાવાદ કેન્દ્ર : શિલ્પકળા તાલીમ

**ભા**રતીય વિદ્યા ભવન 'આઉટરીચ કલ્ચરલ પ્રોગ્રામ' શ્રેણી અંતર્ગત શિલ્પકળા તાલીમ કાર્યક્રમનું આયોજન તા. ૨૮ માર્ચથી ૧ એપ્રિલ ૨૦૨૨ દરમિયાન ભવન્સ કૉલેજ કેમ્પસમાં કરવામાં આવ્યું હતું. આ કાર્યશાળામાં ભવન્સ સાયન્સ, આર્ટસ





તથા કૉમર્સ કૉલેજના વિદ્યાર્થીઓએ ભાગ લીધો હતો. આ કાર્યશાળાના માર્ગદર્શક તરીકે ભવન્સના ભૂતપૂર્વ વિદ્યાર્થિની સુશ્રી શિખા યાદવે વિદ્યાર્થીઓને શિલ્પકળા વિશેનું જ્ઞાન તથા તાલીમ આપ્યાં હતાં.

આ કાર્યશાળામાં વિધાર્થીઓએ તૈયાર કરેલ શિલ્પકળાનું પ્રદર્શન તા. ૪.૪.૨૦૨૨ના રોજ ભવન્સના ગીતા હૉલ ખાતે રાખવામાં આવ્યું હતું. તેમજ ભાગ લેનાર વિદ્યાર્થીઓને ઇનામ તથા પ્રમાણપત્રની વહેંચણી ભારતીય વિદ્યા ભવનના અધ્યક્ષ શ્રી મુકેશ પટેલ દ્વારા કરવામાં આવી હતી. વધુમાં વધુ વિદ્યાર્થીઓ આ પ્રકારની કળામાં ભાગ લે તે આ કાર્યક્રમનો ઉપક્રમ હતો.

આ પ્રદર્શનમાં ભવન્સ સાયન્સ કૉલેજ તથા આર્ટસ ઍન્ડ કૉમર્સ કૉલેજના વિદ્યાર્થીઓ તથા શિક્ષકોએ પણ રસપૂર્વક ભાગ લીધો હતો.

---

## હૈદરાબાદ કેન્દ્ર : નવાંકુરની સિદ્ધિઓ

• યુનિફાઈડ ઈન્ટરનેશનલ મેથેમેટિક્સ ઓલિમ્પિયાડ દ્વારા આયોજિત મેથ્સ ઓલિમ્પિયાડમાં ધોરણ ૧૦ની વિદ્યાર્થીની મેદિની મુદ્રાબોઈનાએ સમગ્ર તેલંગાણામાં બીજો અને આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે ૧૨૩મો ક્રમાંક પ્રાપ્ત કર્યો.

• યુકેજીની વિદ્યાર્થીની યોગાશ્રિતાને ચાર વર્ષની ઉંમરે એક મિનિટમાં ભારતીય નદીઓને લગતા ૩૩ પ્રશ્નોના સાચા જવાબો આપીને સ્પર્ધામાં તેના રેકોર્ડ બ્રેકિંગ

પ્રદાન બદલ ઈન્ડિયા બુક ઑફ રેકોર્ડ્સ તરફથી વિશેષ માન પ્રાપ્ત થયું.

• વર્ષ ૨૦૨૧-૨૦૨૨ની શ્રેષ્ઠ શાળા

ભવન્સ પબ્લિક સ્કૂલ – જ્યુબિલી હિલ્સને વર્ષ ૨૦૨૧-૨૦૨૨ની શ્રેષ્ઠ શાળાનો પુરસ્કાર પ્રાપ્ત થયો. જેમાં શાળાને ડિસ્કવર વર્લ્ડ રેકોર્ડ્સ તરફથી પ્રમાણપત્ર અને સ્મૃતિચિહ્ન પ્રાપ્ત થયું.

## કોડુંગલુર કેન્દ્ર : શ્રદ્ધાંજલિ



**શ્રી એસ.જી. રાજગોપાલ પ્રભુ**
**૧૯૩૨-૨૦૨૨**

ભવન કોડુંગલુર કેન્દ્રના અધ્યક્ષ શ્રી એસ.જી. રાજગોપાલ પ્રભુ ૨૧ માર્ચ ૨૦૨૨ના રોજ ૮૯ વર્ષની વયે સ્વર્ગસ્થ થયા. તેમના પરિવારમાં તેમની પત્ની શ્રીમતી વૃંદા પ્રભુ, પુત્રીઓ શ્રીમતી લક્ષ્મી, શ્રીમતી ઉર્મિલા અને પુત્ર શ્રી રિષિકેશ પ્રભુ છે.

સામાજિક રીતે અત્યંત સક્રિય એવા શ્રી પ્રભુ અગાઉ લોર્ડ કૃષ્ણ બૅંકના સ્થાપક અધ્યક્ષ, હિન્દુસ્તાન અમ્બ્રેલા ફેક્ટરીના સંચાલક ભાગીદાર, પડિયાર મેમૉરિયલ હોમિયો કૉલેજ – ચોટ્ટાનિકારા અને શ્રી સુધીન્દ્ર મેડિકલ મિશન, અર્ણાકુલમમાં અધ્યક્ષ સમિતિના સભ્ય હતા. તેઓ આધ્યાત્મિક બાબતો સાથે પણ એટલા જ સક્રિય હતા. વિવેકાનંદ કેન્દ્ર વેદિક વિઝન ફાઉન્ડેશનમાં તેઓએ પોતાની નિ:સ્વાર્થ સેવાઓ આપી હતી. કોડુંગલુરના સામાજિક અને સાંસ્કૃતિક ક્ષેત્રે એમણે પોતાની અલગ આભા ઊભી કરી હતી.

ભારતીય વિદ્યા ભવન, કોડુંગલુરના અધ્યક્ષ તરીકે, શ્રી એસ. જી. રાજગોપાલ પ્રભુ એક સાચા માર્ગદર્શક અને મહાન આર્ષદ્રષ્ટા સાબિત થયા. અધ્યક્ષપદે રહીને નમ્રતા, નિ:સ્વાર્થભાવ અને સમર્પણ દ્વારા કરેલાં તેમનાં કાર્યો હેઠળ કેન્દ્રનો બહોળો વિકાસ થયો. એમના માર્ગદર્શન હેઠળ કેંદ્રે નોંધપાત્ર સફળતા અને પ્રગતિ સાધી હતી અને કેંદ્રના સભ્યોમાં કાર્ય દ્વારા સિદ્ધિનો સંદેશ પહોંચાડ્યો હતો.

સમગ્ર ભવન પરિવાર દિવ્ય આત્માને અંજલિ આપે છે. તેમના સદ્ગત આત્માને શાશ્વત શાંતિ મળે.

## નવી મુંબઈ કેન્દ્ર : સત્યમ્ યોગ સંમેલન




સત્યમ્ સુમિરણ યોગ રિસર્ચ ફાઉન્ડેશનના સ્થાપક સ્વામી ડૉ. યોગપ્રતાપે ૭ એપ્રિલ, ૨૦૨૨ના રોજ ભવનના નવી મુંબઈ કેન્દ્ર ખાતે ચાર દિવસીય યોગ સંમેલનનું ઉદ્‌ઘાટન કર્યું હતું. આ ઓનલાઈન અને ઑફલાઈન યોગ સંમેલન ભારતીય વિદ્યા ભવન, એન.એમ.કે., શ્રી યોગા ઇન્ક લિમિટેડ અને રામગીરી આશ્રમના સહયોગથી યોજાયો હતો. સ્વામી ડૉ. યોગપ્રતાપના સ્વાગત પ્રવચન પછી ડૉ. દેવલ દોશીએ 'તંદુરસ્તી અને તેના ઘટકો' પર વક્તવ્ય આપ્યું અને વિવિધ આસનો પણ કરીને બતાવ્યાં.

યોગ સંમેલનમાં તંદુરસ્તી, શિક્ષણ અને યોગ, કેન્સર અને યોગ, પર્યાવરણ અને યોગ જેવા વિષયો પર વાર્તાલાપ કરવામાં આવ્યો હતો.

## અમૃતસર કેન્દ્ર : આંતરરાષ્ટ્રીય યોગ દિવસ

૪ એપ્રિલ, ૨૦૨૨ના રોજ અમૃતસર કેન્દ્રમાં આંતરરાષ્ટ્રીય યોગ દિવસની ઉજવણી કરવામાં આવી હતી. નવમાં અને દસમાં ધોરણના ૫૧૨ વિદ્યાર્થીઓ અને શિક્ષકો દ્વારા શિવાલા રોડથી કંપની ગાર્ડન સુધી પદયાત્રાનું આયોજન કરવામાં આવ્યું હતું. સૌએ ઉમંગ અને ઉત્સાહપૂર્વક ભાગ લીધો હતો. તેઓએ વિવિધ યોગાસનો કર્યાં અને સ્વસ્થ જીવનશૈલી જીવવાના ફાયદાઓ અંગે સભાનતા ઊભી કરી હતી.



## તિરુપતિ કેન્દ્ર : ગર્વની ક્ષણ

**ભ**વન તિરુપતિ કેન્દ્રની શ્રી વેન્કટેશ્વર વિદ્યાલયના બે સભ્યની ટુકડીએ યુવા અને રમતગમત મંત્રાલય દ્વારા આયોજિત સ્વસ્થ ભારત પ્રશ્નોત્તરીમાં રાજ્યકક્ષાએ બીજું સ્થાન મેળવ્યું.

ધોરણ 11(M.Bi.P.C.)ના માસ્ટર જી. અશ્વિન અને ધોરણ 12(M.P.C.)ના માસ્ટર ડી. નિખિલ દોડદાગાની પ્રારંભિક દોરમાં પસંદગી થઈ. શાળા માટે રૂ. ૧૫૦૦૦/-નું અને સહભાગીઓ માટે રૂ. ૨૦૦૦/- નું રોકડ ઇનામ પ્રાપ્ત થયું. અંતિમ દોર ૧૭ માર્ચે ઓનલાઈન યોજવામાં આવ્યો હતો.



શાળાને રૂ. ૧,૧૫,૦૦૦/-નો રોકડ પુરસ્કાર મળ્યો હતો જ્યારે વિદ્યાર્થીઓને યુવા અને રમતગમત મંત્રાલય તરફથી પ્રશંસાના પ્રતિક રૂપે પ્રત્યેકને રૂ. ૬૦૦૦/-નો રોકડ પુરસ્કાર મળ્યો હતો.

## મુંબઈ કેન્દ્ર : સંસ્કૃતમાં સંશોધનનો સાહિત્યિક અભિગમ

ભારતીય વિદ્યા ભવન સંસ્કૃત અભ્યાસ અને સંશોધન વિભાગના નિયામક શ્રી. ડૉ. ગિરીશ બી. જાનીએ ૩ માર્ચ, ૨૦૨૨ના રોજ મુંબઈ યુનિવર્સિટીના સંસ્કૃત વિભાગ દ્વારા આયોજિત 'સંસ્કૃત સંશોધનનાં નવાં પરિમાણો'ની વિશેષ વ્યાખ્યાન શ્રેણી હેઠળ 'સંસ્કૃતમાં સંશોધનનો સાહિત્યિક અભિગમ' વિષય પર ઓનલાઈન વ્યાખ્યાન આપ્યું હતું.

ડૉ. જાનીએ તેમના વ્યાખ્યાનમાં ભારતીય વિદ્યાકીય સંશોધન અને સંસ્કૃતમાં સંશોધનના વિવિધ અભિગમોમાં લેખકના જીવન, સર્જનાત્મક લેખનનાં સ્રોત અને સ્વરૂપ, પાત્રોનું મનોવિજ્ઞાન, ફિલસૂફી, સમાજ, જીવન તેમજ નારીવાદ અંગેનાં મંતવ્યો વિશે વિવિધ પાસાઓની ચર્ચા કરી.

એમણે સંસ્કૃત સાહિત્યના સાહિત્યિક અભ્યાસમાં જોવા મળતા પરિવર્તન પર પણ પ્રકાશ પડ્યો.

# આ અંકના લેખકો

**સુભાષ ભટ્ટ:** 'સરાય' સી 1105/6, રામનગર, કાળવીબીડ, ભાવનગર-364002. મો. 9173470085

**હેમન્ત દવે:** રામગિરિ, પિજ માર્ગ, નડિયાદ-387002. email: nasatya@gmail.com

**અરુણા જાડેજા:** એ-1, સરગમ ફ્લેટ્સ, ઈશ્વર ભુવન રોડ, નવરંગપુરા, અમદાવાદ-380 014.

**સુધીર પટેલ:** sudhir12@gmail.com

**દિલીપ જોશી:** ૨, સૌ. યુનિ. કર્મચારી સોસાયટી, "દિનકર" ફોરેન્સિક સાયન્સ લેબોરેટરી પાછળ, યુનિવર્સિટી રોડ, રાજકોટ-૫, 360 005. મો: 9428200202

**રાધિકા પટેલ:** 402, સ્વસ્તિક એપાર્ટમેન્ટ, બ્રહ્મક્ષત્રિય સોસાયટી, પ્રીતમ નગર, એલિસ બ્રિજ, પાલડી ક્રોસ રોડ, અમદાવાદ-380 007.

**યોસેફ મેકવાન:** 302, એન્જલ ડિવાઈન, સંતકબીર સ્કૂલ સામે, નવરંગપુરા, અમદાવાદ-380 009.

**પારુલ ખખ્ખર:** ‘તીર્થ’, ૧૫૩-ગુરુકૃપાનગર, ચિત્તલ રોડ, અમરેલી-૩૬૫૬૦૧, મો. ૯૪૨૯૮૮૯૩૬૬

**અશરફ ડબાવાલા:** dabawala@aol.com

**ઉદયન ઠક્કર:** લક્ષ્મી નિવાસ, ત્રીજે માળ, 22, કાશીબાઈ નવરંગે રોડ, ગામદેવી, મુંબઈ-400 007.

**કૂપમંડૂક:** ફોન : 022 23630786

**વર્ષા અડાલજા:** એ-2, ગુલમહોર, મેટ્રો સિનેમા પાછળ, બરેક રોડ, મુંબઈ-400 020. મો. 9823076673

**સ્વરાંગી સાને:** swaraangisane@gmail.com

**આનંદિતા રૈયાણી:** બી-304, ગોલ્ડન નેસ્ટ એપાર્ટ. 1, સિલ્વર ગોલ્ડ રેસિડન્સી, નાના માવા રોડ, રાજકોટ-360 005.

**બાદલ પંચાલ:** 2-80, હરીબાગ બિલ્ડિંગ, સનમિલ રોડ, લોઅર પરેલ, મુંબઈ-400 013.

**નીલેશ રાણા:** ncrana@hotmail.com

**હેમંત સોલંકી:** જીએસઈએન્ડસી મુંબઈ પ્રાઈવેટ લિ, મેકેનિકલ સ્ટેટિક ડિપાર્ટ. બીજો માળ, ડી-વિંગ, જોલી બોર્ડ ટાવર આય-થિંક ટેક્નો. કેમ્પસ, કાંજુર માર્ગ (ઈસ્ટ), મુંબઈ-42

**ધ્રુવ ભટ્ટ:** 1, ગોપાલ નગર, સ્ટેશન રોડ, કરમસદ-388325.

**ગીતા માણેક:** બી, 1101/02, માનસરોવર, નિલકંઠ હાઈટ્સ, દેવ-દયા નગરની પાસે, પોખરાણ રોડ નં. 2, થાણે (વેસ્ટ) - 400610.

**ડંકેશ ઓઝા:** અડાલજ-382421, મો. 9725028274

**વિનોદ પટેલ:** 604-બી, જય ચિત્રકૂટ, કુલુપવાડી, બોરીવલી (ઈ), મુંબઈ-66, મો. 9869437259

**ડૉ. પંકજ જોશી:** psjcosmos@gmail.com

**સુનીલ અંજારિયા:** 22, બિરવા રો. હાઉસ, બોપલ, અમદાવાદ-380 058. મો. 9825105466

**મોના જોષી:** 591/2, સેક્ટર 30, ગાંધીનગર-382 030. મો. 7779015553

**પ્રીતમ લખલાણી:** 13, વિનોદપાર્ક સોસાયટી, જશોદા ચોકડી, વટવા, જી.આઈ.ડી.સી. રોડ, અમદાવાદ-382445 (ગુજરાત)

**સંજય સ્વાતિ ભાવે:** sanjaysbhave@yahoo.com, મો. 98797 31151

**શરીફા વીજળીવાળા:** બી/402, વૈકુંઠ પાર્ક એપાર્ટમેન્ટ, કોઝ વે રોડ, તાડવાડી, રાંદેલ, સુરત-395009



# વોટ્સએપ

☐ સં. શરીફા વીજળીવાળા

બે વૃદ્ધો મારી જેમ જ ક્રિકેટના ગાંડા પ્રેમીઓ એક દા'ડો બેય વાતે વળગ્યા. મનુદાદાએ કહ્યું: 'અબુ આપણા બેમાંથી જે પેલો મરે એણે બીજાને સપનામાં આવીને કે'વાનું કે ઉપરના લોકમાં ક્રિકેટ રમાય છે કે નહીં.' બેય કબૂલ થયા. કાળને કરવું તે અબુદાદા મરી ગયા ને ત્રીજે દા'ડે તો મનુદાદાના સપનામાંય આવ્યા. આવીને તરત ક્યે કે 'મનુડા સારા સમાચાર છે... આંયા ક્રિકેટ રમાય છે... પણ એક માઠા સમાચારેય છે.'

મનુદાદાઃ કયે કે ઈય કઈ દે ને તું...

અબુદાદાઃ કાલે મેચ છે ને મારી હાર્યે તનેય સિલેક્ટ કર્યો છે દોસ્તાર!



મંજુબેનઃ એ સાંભળો છો કે? આ રશિયા અને યુક્રેન વર્ષોથી ભેગા રેતા'તા... તો આ આમ લડે છે કાં?

પતિઃ ઈ જ વાત હું તને છેલ્લાં વીસ વર્ષથી સમજાવું છું ને?



ભૂરાને રમેશ સલીમ, જગદીશ, રતિલાલ, ભરત... એમ બધાએ એક હાર્યે પૂછ્યું: અલ્યા પછી તે આઈફોન લીધો કે બીજો કોઈ?

ભૂરોઃ ના રે ના, બોવ મોંઘા ભાઈ ફોન... એટલે એક સેકન્ડહેન્ડ સ્કૂટર જ લીધું. ઈય પાછુ પેટ્રોલ નંઈ બેટરીવાળું... જેની હાર્યે વાત કરવી હોય એના ધર્યે જ આંટો મારી આવું છું ઈ બધા ચા-પાણી કરાવે ઈ નફામાં... સસ્તુ પડે છે.... 'હવે બધા ભાઈબંધ ભેગા થઈને ભૂરાને ફોન લઈ દેવાના છે.'






# હાસ્યેન સમાપયેત

મારી સહેલીએ મને પૂછ્યું : "તું ચૂંટણી કેમ લડતી નથી?"

મેં કહ્યું : "એક વાર જેને ચૂંટી કાઢ્યો છે એની સાથે લડતાં-લડતાં મને ફુરસદ નથી મળતી."



"શૅરબજારમાં પૈસા રોક અઠવાડિયામાં એક કરોડ થઈ જશે."

"કેટલા રોકવાના?"

"બે કરોડ."



ઘરમાં કેરી એક જ હતી અને એ ખાવા માટે ત્રણેય છોકરાં ઝઘડી રહ્યાં હતાં.

મમ્મી : "ઝઘડો નહીં, જે મારું કહ્યું માનશે એને જ આ કેરી મળશે."

નાનો છોકરો : "ચલો બહાર, આ કેરી તો પપ્પાને જ મળશે."



એક તોફાની ફોન ઉપર : "તમારી પાસે રેફ્રિજરેટર છે?"

ગૃહસ્થ : "હા, કેમ?"

તોફાની : "એ ચાલે છે?"

ગૃહસ્થ : "હા, કેમ?"

તોફાની : "એને પકડી રાખજો, નહિ તો ચાલી જશે!"

ગૃહસ્થે ફોન પછાડીને મૂકી દીધો. થોડી વારે ફરી ફોન રણક્યો,

"તમારી પાસે રેફ્રિજરેટર છે?"

ગૃહસ્થ ગુસ્સામાં : "ના, નથી"

તોફાની : "મેં કહ્યું હતું ને પકડી રાખજો. ચાલી જશે!"

Printed and Published by P.V. Sankarankutty on behalf of Bharatiya Vidya Bhavan, printed at Siddhi Printers, 13/14 Bhabha Bldg, Khetwadi 13th Lane, Mumbai-400 004 and published for Bharatiya Vidya Bhavan, K. M. Munshi Marg, Chowpatty, Mumbai-400 007.

**Editor : Deepak Doshi**

Total Pages 140

Date of Publication : 23rd of every previous month
R.N.I. 35887/80 Registered No. MCW / 110 / 2021-2023 Posted on Mumbai Patrika Channel Sorting Office Mumbai-400 001 on 27th & 28th of every previous month.

**Books for All Times**

**Much Awaited Reprints**




HB ₹ 1100/-

- **HINDU DHARMA**
- **SAUNDARYALAHARI**
- **THE GURU TRADITION**







HB ₹ 250/-

HB ₹ 1200/-

**For copies, please contact:**
**BHARATIYA VIDYA BHAVAN Publication Division**
505, Sane Guruji Marg, Gora Gandhi Compound, Tardeo, Mumbai 400 034
Ph.: 23530916/23514466/23519808 (Direct) Fax: 23520385
E-mail: pvsankarankutty@gmail.com or pvsankarankutty@bhavans.info
Website: www.bhavans.info

• Postage Extra